નડીઆદના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયદ્વારા
પ્રકાશિત ગ્રંથમાળા

ગ્રંથરત્ન ૮

# श्रीमद्वल्लभाचार्य विरचिता
# सिद्धान्तमुक्तावली.

પ્રાચીન સંસ્કૃત ટીકાઓના આધારે
શુદ્ધ ગુજરાતી ભાષામાં.

છપાવી પ્રકટ કરનાર,
ત્રીભોવનદાસ પીતાંબરદાસ શાહ.
શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી,
અને
શ્રીવલ્લભીયગ્રંથપ્રકાશકફંડના વ્યવસ્થાપક.
નડીઆદ.

વલ્લભાબ્દ ૪૩૩ સંવત ૧૯૬૭
અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં
શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

ન્યોછાવર સાડાપાંચ આના.

श्रीकृष्णायनमः

# श्रीमद्वल्लभाचार्य विरचिता

# सिद्धान्तमुक्तावली.

શ્રીમદાચાર્યજીએ બાલબોધ ગ્રંથ પછી સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથ રચ્યો છે જેની વિવૃત્તિ શ્રીમદ્વિઠ્ઠલનાથજીએ કરી છે એ બંને ઉપર ગોસ્વામિશ્રીપુરૂષોત્તમજી મહારાજે પ્રકાશનામક ટીકા કરી છે અને વિવૃત્તિ ઉપર શ્રીકલ્યાણરાયજી મહારાજે ટિપ્પણી કરી છે અને એ શિવાય ગોસ્વામિ શ્રીગોકુળનાથજી, લાલૂભટજી વિગેરેની ટીકાઓ તથા ટિપ્પણ છે તે સર્વનો આશય લઇ મુખ્ય શ્રીગુસાંઈજી તથા પુરૂષોત્તમજીનો આશય રાખીને ટીકા લખવામાં આવે છે.

શ્રીગુસાંઇજી પ્રથમ મંગળાચરણ કરે છે. મંગળાચરણ ગ્રંથારંભ કરવામાં કરવું એ પ્રણાલિકા છે.

प्रणम्यपितृपादाब्जपरागमनुरागतः
कृपयाविशदीकुर्मस्तद्वाङ्मुक्ताफलावलीम् ॥१॥

અર્થ—શ્રીવિઠ્ઠલેશપ્રભુ પ્રથમ પિતાના ચરણસરોજના પરાગને પ્રણામ કરે છે તેથી એમ નિશ્ચય થાય છે કે ભક્તિમાર્ગમાં દીનતા વગર બીજું કાંઈ મુખ્ય સાધન નથી. એ પિતૃચરણની કૃપાથી આ ગ્રંથનું વિવેચન કરૂંછું. એમ કહેવાથી ગ્રંથ વિવેચનમાં કૃપાજ સાધન છે.

હવે શ્રીમદાચાર્યચરણ મંગળાચરણપૂર્વક સિદ્ધાન્તમુક્તાવલીનો આરંભ કરે છે.

**मूलम्—नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धान्तविनिश्चयम्**
**कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥१॥**

**सान्वयपदार्थः** हरिं (પોતાનું સ્મરણ કરનારાઓના દુઃખને હરનારા) હરિ-ભગવાનને નત્વા નમસ્કાર કરીને સ્વસિદ્ધાન્ત વિનિશ્ચયં પોતાના સિદ્ધાંતના વિશેષ નિશ્ચયને (હું) પ્રવક્ષ્યામિ કહું છું કૃષ્ણસેવા શ્રીકૃષ્ણ (શ્રીપુરૂષોત્તમ) ની સેવા સદા નિરંતર કાર્યા અવશ્ય કરવી (તે ત્રણ પ્રકારની સેવામાં જે) માનસી માનસી સેવા સા તે પરા ફલરૂપ મતા માનેલી છે.

શબ્દાર્થ—શ્રીહરિને નમન કરીને સ્વસિદ્ધાન્તનો નિશ્ચય સ્પષ્ટ કરીને કહું છું. શ્રીકૃષ્ણની સેવા અવશ્ય સર્વદા કરવી (અને સેવામાં) માનસીસેવા ઉત્તમ છે.

ટીકા—શ્રીહરિને નમન કરીને એ વાક્યમાં હરિપદ રાખ્યું તેનું તાત્પર્ય એ છે કે પ્રભુ સર્વદુઃખના હરતા છે તેથી પ્રથમ આ ગ્રંથ બનાવવામાં જે વિઘ્ન આવે તેનો નાશ કરે (હરે) અને મંગલાચરણ કરવાનો મતલબ પણ તેજ છે. વિઘ્નવિઘાતને વાસ્તે કરેલું મંગલ શિષ્ય શિક્ષાર્થ ગ્રંથકાર આરંભમાં લખે છે.

નમન કરવામાં પ્રયોજન એ છે જે ભગવાન્‌ને ભજવામાં નમન વિના બીજું કાંઇપણ સાધન નથી. ભક્તિમાર્ગમાં દીનતા એજ સાધન છે આ હેતુથીજ શ્રીવલ્લભાચાર્ય પ્રાયઃ સર્વ ગ્રંથોના આરંભમાં નમસ્કારવાચક પદ ધરે છે આ વિષયપર વધારે ખુલાસો

**नमोभगवते तस्मै.**

આ શ્લોકના નિબંધમાં તથા આવરણભંગમાં જોવો. દીનતા આ સંપ્રદાયમાં સાધન ગણેલી છે તે તો બાલબોધના શ્લોક ૧૯ ના વ્યાખ્યાનમાં સારી રીતે લખવામાં આવ્યું છે હવે "સ્વસિદ્ધાન્તનો સારી રીતે નિશ્ચય કરીને કહું છું" આનો અભિપ્રાય એ કે જે આ સિદ્ધાન્તમુક્તાવલીમાં

**"मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेति नैकधा"**

આ શ્લોક આવશે આમાં બ્રહ્મનું વર્ણન છે અને તેનો પરસ્પર વિરૂદ્ધ સિદ્ધાંત છે તો તે બાબતના શાસ્ત્રાર્થમાં સંદેહ ઉત્પન્ન થાય છે તે દૂર કરવા વેદોક્ત સ્વસિદ્ધાંતનો નિશ્ચય કરી શ્રીવલ્લભાચાર્ય કહે છે;

અને શાસ્ત્રાર્થ શબ્દનોઅર્થ—પૂર્વકાંડ અને ઉત્તરકાંડ એ બન્ને મળી શાસ્ત્ર, અથવા વેદાર્થનિશ્ચય કરાવનારા વેદાંતવાક્ય તે શાસ્ત્ર કહેવાય. તેનો અર્થ તે પ્રયોજન અથવા તાત્પર્ય એ બન્ને બાબતના સંદેહ દૂર કરવા સારી રીતે નિર્ણય કરે છે, અર્થાત્ વેદના પ્રયોજનમાં થતા સંદેહને દૂર કરવા અને વેદના તાત્પર્યમાં થતા સંદેહને દૂર કરવા જે પોતાનો સિદ્ધાંત છે તે કહે છે. સ્વસિદ્ધાંત છે તેજ વેદ પ્રતિપાદિત છે.

આમાં પ્રમાણ શ્રીમદ્‌ભાગવત સ્કંધ દ્વિતીય અને અધ્યાય ૨ શ્લોક ૩૪

"भगवान् ब्रह्म कात्स्न्येंन त्रिरन्वीक्ष्य मनीषया ।
तदध्यवस्यत्कूटस्थो रतिरात्मन्यतो भवेत्" ॥३४॥

અર્થ—બ્રહ્માએ વેદને ત્રણ વાર સારી રીતે તપાસ્યા અને ત્યાર પછી એ નિશ્ચય કર્યો જે જેથી ભગવાન્‌માં પ્રેમ થાય તેજ મનુષ્યનું કર્તવ્ય છે. પ્રેમ ભક્તિ વિના ઉત્પન્ન થતો નથી માટે ભક્તિ એ વેદનો સિદ્ધાંત છે. આ ઉપરથી એ દૃઢનિશ્ચય થયો જે સ્વસિદ્ધાંત છે તે વેદ પ્રતિપાદત છે અને તેમજ શ્રીભાગવત સ્કંધ ૧૧ માં અધ્યાય ૧૪

उद्धव उवाच

"वदंति कृष्ण ! श्रेयांसि बहूनि ब्रह्मवादिनः ।
तेषां विकल्पप्राधान्यमुताहो एकमुख्यता ॥ १ ॥
भवतोदाहृतः स्वामिन् ! भक्तियोगोनपेक्षितः ।
निरस्य सर्वतः संगं येन त्वय्याविशेन्मनः ॥ २ ॥

અર્થ—ઉદ્ધવજી ભગવાનને પ્રશ્ન કરે છે કે—હે શ્રીકૃષ્ણ! બ્રહ્મવાદિઓ કલ્યાણનાં સાધનો ઘણાં કહે છે; એઓનું વિકલ્પે કરી પ્રધાનપણું છે કે એકની મુખ્યતા છે? ૧

અને વળી આપે તો ભક્તિનો ઉપદેશ કર્યો છે જેમાં બીજા સાધનની કાંઈ જરૂર રહેતી નથી, અને જે ભક્તિથી સર્વનો સંગ છોડીને મન આપમાંજ પ્રવેશ કરે છે. ૨

ભાવાર્થઃ—હે શ્રીકૃષ્ણ! વેદને જાણનારા ઋષિજન કલ્યાણનાં સાધન અનેક કહે છે. કોઇ ધર્મ એજ સાધન છે એમ કહે છે. અને કોઈ કીર્તિ એજ સાધન છે એમ કહે છે. ઈત્યાદિ અનેકમત કહે છે. જે મત બાલબોધના પ્રારંભમાં દેખાડવામાં આવ્યા છે. અને અહીં પણ કેટલાએક પક્ષ દેખાડવામાં આવશે. તો તેઓમાં મુખ્યતા કોની? અને ગૌણતા કોની? અથવા મરજીમાં આવે તેની મુખ્યતા સમજવી કે કેમ?

આ ઉદ્ધવજીનો પ્રશ્ન છે. આ પ્રશ્ન ઉત્પન્ન થવાનું કારણ એ કે આપે તો અન્ય સાધનની અપેક્ષા વિના ભક્તિયોગનો ઉપદેશ કર્યો છે. જેથી સર્વ સંગ છોડી આપમાં ચિત્ત ચોંટયું રહે અર્થાત્ સાધન પણ ભક્તિ અને ફળ પણ ભક્તિ એ આપનો મત છે. તો પહેલાં કહેલા મતોની શી વ્યવસ્થા? આ પ્રશ્નનો સવિસ્તર ઉત્તર આપ્યો છે. તે એવી રીતે કે—

धर्ममेके यशश्चान्ये कामं सत्यं शमं दमम् ।
अन्ये वदंति स्वार्थं वा ऐश्वर्यं त्यागभोजने ॥
केचिद्यज्ञतपोदानं व्रतानि नियमान्यमान् ॥ १० ॥

અર્થ—કોઇ ધર્મ એજ સુખનું સાધન એમ સમજે છે. કોઇ કલ્યાણનું કારણ કીર્તિ કહે છે. કોઈ કામનેજ કલ્યાણ માને છે. કોઈ સત્ય, શમ, અને દમ એ નિશ્રેયસનાં હેતુ છે એમ ગણે છે. અને કેટલાએક સ્વાર્થ દ્રવ્ય એજ પરમ પુરુષાર્થ છે એમ સમજી બેઠા છે. અને કેટલાક લોકાયતિકમતાવલંબી લોકો મ-

નમાનતી મોજમજામાં મસ્ત થઈ ફરવું એજ કર્ત્તવ્ય છે એમ જાણી રહેલા છે. અને કેટલાક યજ્ઞ, તપ, દાન, વ્રતાદિને પોત પોતાના કલ્યાણમાં કારણ કલ્પે છે. એ પ્રકારના અનેક મત છે. તેઓમાં પ્રમાણ વચનો છે. પરંતુ ગ્રંથ વિસ્તારના ભયથી અહીં નથી લખ્યાં. આ સઘળા મતોનું ફળ ઘણું સાધારણ છે.

"आद्यंतवंत एवैषां लोकाः कर्म विनिर्मिताः ।
दुःखोदर्का स्तमोनिष्ठाः क्षुद्रानंदाः शुचार्पिताः ॥११ ॥

અર્થ—એઓના જે પ્રાપ્ય લોક તે આદિ અંત વાળા છે; અને પરિણામમાં દુઃખને ઉત્પન્ન કરનારા છે. અંતમાં મોહ દેનારા છે; તેઓમાં આનંદ પણ ઘણો થોડોજ રહે છે. ભોગ પખતે પણ શોકાદિ રહે છે; એટલે એ મતોમાં ઘણું સારૂં ફળ પણ નહી કહેવામાં આવ્યું માટે ભક્તિમાર્ગ ઉત્તમ છે, તેથી તેનું ફળ ત્યાંજ લખે છે.

मय्यर्पितात्मनाः सभ्य निरपेक्षस्य सर्वतः ।
मयात्मनः सुखं यत्तत्कुतस्ताद्विषयात्मनाम् ॥ १२ ॥

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે; હે સભ્ય જે ચારે તરફથી અપેક્ષા રહિત છે, અને જેઓએ મારામાંજ પોતાના જીવાત્માને અર્પણ કર્યો છે, તેવા ભક્તોને મારા સંબંધથી જે સુખ થાય છે તે વિષય વાસનામાં વળગેલાઓને ક્યાંથીજ હોય.

આ ઉપરથી નિઃસંદેહ સિદ્ધ થાય છે, કે ભક્તિ એ ઉત્તમ છે.

"सर्वं खल्विदं ब्रह्म"

અર્થ—આ સઘળું બ્રહ્મ છે. આ શ્રુતિ પણ તેજ બાબતને દૃઢ કરે છે. માટે જે સ્વસિદ્ધાંત છે તે વેદ પ્રતિપાદિત છે.

વેદ પ્રતિપાદિત સ્વસિદ્ધાંત કયો છે? તેનો ઉત્તર શ્લોકના ઉત્તરાર્દ્ધથી આપે છે. "શ્રીકૃષ્ણની સેવા સદા અવશ્ય કરવી" આ સ્વસિદ્ધાંત છે. આ વાક્યમાં શ્રીકૃષ્ણ એ ફલાત્મક નામ કહેવાથી

સેવા કરવી એજ સ્વતઃ પુરુષાર્થ છે. એટલે સેવા એ બીજા પુરુષાર્થનું સાધન નથી કિન્તુ સેવા એજ પરમ પુરુષાર્થ છે; તેથી તેજ કરવી.

ટિપ્પણુમાં કહે છે જે, સેવામાં સ્વતઃ પુરૂષાર્થતા છે. કેમ કે સાક્ષાત્સુખ હેતુ છે. જેમ કામ અને મોક્ષ એ સ્વતઃ પુરૂષાર્થ છે. અને ધર્મ અને અર્થ એ સ્વતઃ પુરૂષાર્થ નથી કારણુ કે કામ અને મોક્ષદ્વારા સુખ હેતુ છે. જૈમિનિ મુનિનો આ સિદ્ધાંત છે જે,

पुंप्रीतिहेतुर्हि पुरुषार्थः

પુરૂષની પ્રીતિનો હેતુ જે તેજ પુરૂષાર્થ છે. અને પ્રીતિ સદા સુખમાં હોય છે. પ્રાણિમાત્રનો આ સાધારણ સ્વભાવ છે જે સુખમાં પ્રીતિ રાખે છે. તો સુખનો જે હેતુ તે પુરૂષાર્થ છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે જે શ્રીકૃષ્ણુ એ ફલરૂપ છે. તો તેનું નામ તે ફલાત્મક નામ છે. કારણુ કે પરબ્રહ્મ છે, તેમાં પ્રમાણુ—

"कृषि र्भूवाचकः शब्दो णश्चनिर्वृतिवाचकः ।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

અર્થ—કૃષ+ણુ આ બે શબ્દ મળીને કૃષ્ણુ એ શબ્દ બન્યો છે તો કૃષ આનો અર્થ સત્ છે અને ણુ નો અર્થ આનંદ છે તો સદ્+આનંદ એ મળીને સદાનંદ એ પરબ્રહ્મ છે કૃષ્ણુ એ શબ્દથી કહેવાય છે અને આવી પણુ શ્રુતિ છે.

पापकर्षणो

અર્થ—પાપને ઉખેડી નાખે અને પછે ઉદ્ધાર કરે તે પણુ કૃષ્ણુમાં ઘટે છે. આ પણુ શ્રુતિ પ્રમાણુ ભૂત છે. વળી કહ્યું છે કે,

"ब्रह्मविदाप्नोति परम्"

અર્થ—જે બ્રહ્મને જાણે છે, તે પરમાનંદને પામે છે, તો તે પણુશ્રીકૃષ્ણુમાંજ ઘટે છે. અને છાંદોગ્યઉપનિષદ્‌માં ભૂમ

વિદ્યાના પ્રકરણમાં જે નિત્યસુખ, અને અનંતસુખપણું એ બ્રહ્મધર્મ છે. તે શ્રીકૃષ્ણમાં ઘટે છે. અને એજ સવિસ્તર

आनंदमयोऽभ्यासात् अ. १ पाद १ सूत्र १२

આ સૂત્રના અણુભાષ્યમાં પ્રતિપાદિત છે તેથી પરમફલ એ શ્રીકૃષ્ણ છે. અને તેની સેવા એ સ્વસિદ્ધાંત છે શ્રીભાગવત સ્કંધ ૩ અધ્યાય ૨૯ શ્લોક ૧૨

"सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णंति विना मत्सेवनं जनाः ॥ ११ ॥
स एव भक्तियोगाख्य आत्यंतिक उदाहृतः"

અર્થ—શ્રીકપિલદેવનો અને દેવહૂતિનો સંવાદ છે. કપિલમુનિ મુખ્યભક્તિનું લક્ષણ કહે છે. સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, અને સારૂપ્ય, અને સાયુજ્ય. ભગવદ્‌ભક્તને ભગવાન આપે તો પણ લેતા નથી માત્ર સેવનજ માગે છે; અને આજ મુખ્ય ભક્તિ છે.

ભાવાર્થ—ભગવાનના જે ઉત્તમ ભક્ત છે. તેઓને ઉપર લખેલા ચાર પ્રકારના મોક્ષની ઇચ્છા રહેતી નથી. કદાચિત્ ભગવાન્ પ્રસન્ન થઇને, સાલોક્ય આપે એટલે વૈકુંઠમાં વાસ આપે તો તેનો પણ સ્વીકાર કરતા નથી. અને કદાચિત સાર્ષ્ટિ આપે. એટલે પોતાના જેવું ઐશ્વર્ય આપે તો તેનો પણ આદર કરતા નથી. અને કદાચ સામીપ્ય આપે, એટલે સદા પાસે રહેવા આપે તો પણ તેથી મનમાં કૃતાર્થ ગણતા નથી. કદાચિત્ બહુ પ્રસન્ન થઇ ને, સારૂપ્ય આપે એટલે પોતાના જેવું ચતુર્ભુજાદિ રૂપ આપે તો પણ લેતા નથી. અને કદાચિત્ એકત્વ આપે એટલે એક પણું જે સાયુજ્ય પણ આપે તો તેને પણ મુખ્યફળ માની લેતા નથી. મુખ્યફળ તો ભગવત્સેવાનેજ માને છે. અને સેવા વિના બીજા કોઈ પદાર્થની ઇચ્છા રાખતા નથી. કહ્યું છે કેઃ—

"नेच्छंति सेवया पूर्णाः"

અર્થ,—ભગવત્સેવાથી પરિપૂર્ણ થયેલા ભક્તજન, બીજું કાંઇપણ ઇચ્છતા નથી; તેમજ

"मधुद्विट् सेवानुरक्त मनसामभवोऽपि फल्गुः"

અર્થ—ભગવાન્‌ની સેવામાંજ જેઓનું મન લાગી રહ્યું છે. તેઓને મોક્ષ પણ કાંઇ મોટો પદાર્થ નથી. તેઓના મનમાં તો સેવા એજ મોટો પદાર્થ છે. ઇત્યાદિ વચનોથી એ સિદ્ધ થાય છે, જે સેવા કરવી એજ સ્વસિદ્ધાંત છે.

આ શ્લોકમાં ભક્તિ પદ ન મૂક્યું અને શ્રીમહાચાર્યચરણે સેવા પદ મૂક્યું તેનું તાત્પર્ય શ્રીવિઠ્ઠલેશ પ્રભુ લખે છે.

સેવા એ સેવકનો ધર્મ છે. માટે સર્વ જીવોએ એ કરવી જોઇએ; કારણ કે જીવ એ ઇશ્વરના સેવક છે- કારણ કે જેટલા જીવ છે. તે સહજ દાસ છે તો સેવા સર્વને કરવી જોઇએ.

શ્રીગોકુલનાથજી ટિપ્પણીમાં લખે છે જે આસુર શિવાય દૈવજીવને સેવામાં અધિકાર છે. ગીતાજીમાં કહ્યું છે કે,

आसुरीं योनिमापन्ना मूढा जन्मानि जन्मानि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥

અર્થ—આસુરી યોનિને પ્રાપ્ત થયેલા મૂઢ જીવ દરેક જન્મમાં મને ( ભગવાનને ) નહીં પામીને અધોગતિને પામે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે જે, આસુરને અધિકાર નથી, કારણ કે તે ભગવાન્‌ને પ્રાપ્તજ નથી. જો દાસ હોય તો સ્વામીને જરૂર પહોંચવા જોઇએ- લોકમાં પણ જે જેનો સેવક અથવા દાસ હોય તે તેને જરૂર પોહોચશે.

શ્રીપુરૂષોત્તમજી એ વાતથી કાંઇક જુદો મત જણાવે છે, સેવામાં સર્વ જીવને અધિકાર છે, અને તે સર્વ દાસ છે સાધારણ દાસભાવતો એક તરફ રહ્યો પણ ગર્ભથીજ દાસ છે. તે સપ્રમાણ લખે છે દેહવિશિષ્ટ ચેતનની જીવ એવી સંજ્ઞા છે એ-

કલા ચેતનની જીવ એવી સંજ્ઞા નથી તેમાં પ્રમાણ શ્રીમદ્ભાગવત સ્કંધ ૪ અધ્યાય ૨૯ શ્લોક ૭૪

"एवं पंचविधं लिंगं त्रिवृत्त षोडश विस्मृतम् ।
एष चेतनया युक्तो जीव इत्यभिधीयते ॥ ७४ ॥

પ્રાચીનબર્હિષ્ રાજાને નારદજી કહે છે. પાંચ તન્માત્રા, ૧ શબ્દ, ૨ સ્પર્શ, ૩ રૂપ ૪ રસ, અને ૫ ગંધ. ત્રણ ગુણ, ૧ સત્વ ૨ રજ અને ૩ તમ, અને સોળ વિકાર એ સઘળા મળવાથી એક લિંગ દેહ કહેવાય છે. (સોળ વિકારનાં નામો પાંચ મહાભૂત, ૧ પૃથ્વી ૨ પાણી ૩ પવન ૪ તેજ અને ૫ આકાશ; એ પંચમહાભૂત અને પાંચ જ્ઞાનેંદ્રિય, જે કે ૧ શ્રોત્ર ૨ ત્વચા ૩ નેત્ર ૪ નાક ૫ જીભ, અને પાંચ કર્મેન્દ્રિય. ૧ હાથ ૨ પગ ૩ મુખ ૪ ઉપસ્થ ૫ ગુદા એ સઘળાં મળીને પંદર અને એક મન તેથી સોળ વિકાર,) આની લિંગદેહ એવી પણ સંજ્ઞા છે; તો લિંગદેહ તથા બુદ્ધિ એ સઘળો સમુદાય મળે ત્યારે જીવ કહેવાય છે. તે જીવ બ્રહ્મમાંથી પેદા થયા છે. માટે ગર્ભદાસ છે. આ બાબતમાં પ્રમાણ શ્રીભગવદ્ગીતા અધ્યાય ૧૪ શ્લોક ૪

"सर्वयोनिषु कौंतेय मुर्तयः संभवंति याः ।
तासां ब्रह्ममहद्योनि रहं बीजप्रदः पिता ॥ ४८ ॥

અર્થ--હે અર્જુન ! દેવ, દાનવ, પિતૃ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ સર્વ જાતિમાં જે જે મૂર્તિ દેખાય છે તેઓનું કારણ હું છું (ભગવાન્ છે) અને બીજ દેનારો સર્વપ્રાણિનો પિતા હું છું (ભગવાન્ છે) આ ઉપરથી એ સિદ્ધ થયું જે બ્રહ્મે જગતને રચ્યું છે. માટે પિતા છે પોષણ કરનાર પણ તેજ છે. તેની સેવા કરવી એ ધર્મજ છે. અને ગર્ભથી દાસભાવ પણ સિદ્ધ છે. હવે તે પર વિચાર કરવો જોઈએ ને આસુરને અધિકાર નથી તે વાત હવે સંભવતી નથી. કારણ કે સર્વના પિતા છે તો તેની સેવા કરવાને સર્વનો અધિકાર છે અને પહેલા પ્રમાણનો શ્લોક આપ્યો હતો જે

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥**

આ શ્લોકમાં કહ્યું જે આસુર અધોગતિને પામે છે. કારણ કે તે મૂઢ છે એટલે જે પોતાનો દાસ ધર્મ છે તે પ્રમાણે ચાલતા નથી માટે નરકાદિમાં પડે છે. એથી કાંઈ એમ સિદ્ધ થતું નથી જે તે જીવને અધિકારજ નથી, પ્રત્યુત અધિકાર છે. એમાં પ્રમાણ વચન શ્રીભાગવત સપ્તમસ્કંધ અધ્યાય ૭ શ્લોક

**"देवोऽसुरो मनुष्यो वा"**

અર્થ—દેવ, અસુર અથવા મનુષ્ય એ સર્વે ભક્તિમાં અધિકારી છે તે માટે શ્રીવિઠ્ઠલેશ પ્રભુ આજ્ઞા કરે છે જે કર્મમાં કાલ પરિચ્છેદ રહે છે જે આ સમયમાં આ કર્મ કરવું અને તેજ પ્રમાણે થાય તોજ તે ફળ દેનારૂં થાય અને અભ્યુદયકારી થાય. તેમ આમાં નથી આ તો 'સદા અવશ્ય કરવી જોઇએ' એનો અભિપ્રાય એ જે તેમ ન કરે તો પ્રત્યવાયી થાય એટલે અપરાધી થાય, આ વિષયમાં પ્રમાણ શ્રીકલ્યાણરાયજી કૃત ટિપ્પણીમાં સ્કંદપુરાણનો શ્લોક આપે છે કે,

**"स कर्ता सर्वधर्माणां भक्तो यस्तव केशव ।**
**स कर्ता सर्वपापानां यो न भक्तस्तवाऽच्युत ॥**

અર્થ--હે કેશવ, તમારો જે ભક્ત છે તે સર્વ ધર્મનો કરનાર છે. અને જે તમારો ભક્ત નથી તે સર્વ પાપનો કરનાર છે.

ભાવાર્થ--જે ભગવાનને શરણ જાય છે તે સર્વ ધર્મ કરનાર છે અને જે શરણાદિ કરતો નથી તે સર્વ પાપનો કરનાર છે સારાંશ કે તે અપરાધી બને છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે કે ભગવત્સેવા ન કરે તો તેને પાતક લાગે અને એનો પરિણામ એ કે ભક્તિમાર્ગથી વિખુટો પડે માટે જીવે દાસભાવ સમજીને અથવા ભગવાનની સેવા એ એક સ્વતંત્ર પુરૂષાર્થ છે તેમ સમજીને સદા અવશ્ય કરવી જોઇએ.

હવે સેવા એ એવો પદાર્થ છે કે સ્વામીને સંતોષ કરનાર શરીરાદિની મહેનત રૂપ છે; જેમકે રાજસેવા, ગુરૂસેવા તો તે સદા કરી શકાયજ નહી કારણ કે સ્વકીય કર્મો પણ કરવાં જોઇએ તે આ સેવામાં પણ તેમ છે કે કેમ ? આ પ્રશ્નનો ઉત્તર શ્રીગુસાંઇજી વિવૃતિમાં લખે છે.

સેવા બે પ્રકારની છે ૧ ફળરૂપ સેવા ૨ અને સાધનરૂપ સેવા, તેઓમાં માનસી સેવા ફલરૂપ છે એટલે શ્રેષ્ઠ છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે કે સેવા બે પ્રકારની એક બાહ્ય સેવા અને બીજી આભ્યંતરી સેવા, તેમાંની આભ્યંતરી સેવા એજ માનસીસેવા કહેવાય છે અને તે બાહ્યસેવાનું ફલ છે; તેથી શ્રેષ્ઠ ગણાયલી છે; અને બાહેરની સેવા છે તે માનસી સેવાનુ સાધન છે અને તેમાં અવાંતર ફલ પણ થઈ જાય છે અને સદા કરવી જોઇએ આ વિષય ઉત્તરમીમાંસા અધ્યાય ૫ પાદ ૧ સૂત્ર ૧.

आवृत्तिरसकृदुपदेशात्

અર્થ—ઇશ્વર પ્રાપ્તિના સાધનની આવૃત્તિ કરવી જોઇએ કારણ કે શ્રુતિમાં પણ વારવાર ઉપદેશ દીધેલો દેખાય છે જેમકે છાંદોગ્યઉપનિષદ્મમાં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં

"एतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो"

આવી રીતે જડ જીવનું બ્રહ્માત્મપણું નવવાર ઉપદિષ્ટ છે, તેથી એમ જણાય છે કે ઇશ્વર પ્રાપ્તિના સાધનનો વારંવાર ઉપયોગ લેવો જોઇએ. જો એકવાર ઉપદેશથીજ કાર્ય સિદ્ધ થતું હોય તો વારંવાર ઉપદેશનો કાંઈ પણ ઉપયોગ ન હતો પણ તેમ નથી પ્રથમના ઉપદેશથી અંતઃકરણના દોષ દૂર થાય છે; અને સઘળાની પછીનો ઉપદેશ એ જ્ઞાન સાધક છે, એમ માનવું જોઇએ. કારણ કે એમાં સ્મૃતિ પ્રમાણ છે. એમ સૂત્રકાર ભગવાન બાદરાયણ મુનિ કહે છે.

लिंगाच्च

અર્થ—શ્રુતિનું અનુમાન સ્મૃતિથી થાય છે, માટે સ્મૃતિ એ લિંગ કહેવાય, જેથી અનુમાન થાય તે લિંગ કહેવાય જેમ ધૂમથી અગ્નિનું અનુમાન થાય છે. આ ન્યાયશાસ્ત્રનો વિષય છે તો પ્રકૃતમાં સ્મૃતિ એ શ્રુતિનું અનુમાન કરાવે છે. આ બાબત સ્મૃતિમાં છે જે પ્રથમ શ્રવણાદિથી અંતઃકરણના દોષ દૂર થાય છે અને ત્યાર પછી ભગવદ્દર્શનાદિ થાય તે સ્મૃતિ--

यथा यथात्मा परिमृज्यतेऽसौ मत्पुण्यगाथा श्रवणाभिधानैः ।
तथा तथा पश्यति तत्त्व सूक्ष्मम् । चक्षुर्यथैवांजनसंप्रयुक्तम् ॥

અર્થ—ભગવાનનાં કીર્તન સાંભળવાથી તથા કરવાથી અંતઃકરણના દોષ દૂર થાય છે. અને જેમ જેમ દોષ દૂર થાય છે તેમ તેમ તત્વ દેખાય છે. અર્થાત ભગવદ્દર્શનાદિક થાય છે, તેમાં દૃષ્ટાંત જેમ આંખમાં ઝાંખ આવી ગઇ હોય તો સૂક્ષ્મ પદાર્થ દેખાતો નથી અને જ્યારે કોઈ સારા અંજનનો મ્હાવરો કરે ત્યારે કાંઈ કાંઈ દેખાય છે તેમ પ્રકૃતમાં પણ છે તો એક વારથી આંખની ઝાંખ દૂર થતી નથી તેમ આખા જન્મમાં એકવાર ભગવત્સેવા કરવાથી તેમાં કહ્યું સઘળું ફળ નથી મળતું, શ્રુતિમાં ભભગવત્પ્રાપ્તિમાં શ્રવણ, મનન અને નિદૃધ્યાસ એ સાધન છે અને ફલ દર્શનાદિ છે.

आत्मावारे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदृध्यासितव्यः ॥

અર્થ—આત્માનું શ્રવણ કરવું તે પછી મનન કરવું અને પછે દૃઢ નિશ્ચય કરવો, તેમ થવાથી દર્શન થવું આ ફળ છે. તો ફલ પ્રાપ્તિમાં શ્રવણ કીર્તન સ્મરણાદિ સાધન છે, ફળ મલ્યા પછી સાધનની કાંઈ જરૂર દેખાતી નથી, એ શંકા આવે છે. એનો ઉત્તર જે કેવળ સાધનજ હોય તો તેમ કરવાની જરૂર છે; પણ તેમ નથી અહીં શ્રવણાદિ સાધન અને ફળ બન્ને છે. માટે સદા કરવાં જોઇએ કારણ કે,

आत्मावारे द्रष्टव्यः श्रोतव्यो मंतव्य इत्यादि

આ શ્રુતિમાં ક્રમ એવો છે કે આત્માનું દર્શન કરવું શ્રવણ મનન કરવું ઇત્યાદિ. તો પહેલે દર્શન થવાનો સંભવ નથી. દર્શનથી પહેલા શ્રવણ મનનાદિ લખવાની જરૂર છે, અને દર્શન પછી તો લખવાની કાંઈ આવશ્યક્તા નથી. પણ ત્યાર પછી શ્રવણ મનનાદકનો ઉપદેશ શ્રુતિ કરે છે; તેથી એ સિદ્ધ થાય છે, કે શ્રવણાદિક કેવળ સાધનજ નથી કિંતુ ફળ રૂપ છે જેમ જ્ઞાનમાર્ગમાં આત્માનું પરોક્ષજ્ઞાન પણ અવાંતર ફળમાં ગણેલું છે. તેમ ભક્તિમાર્ગમાં પણ પરમ ફલરૂપ ભક્તિને સમાન બાહ્યસેવા પણ અવાંતર ફળરૂપ છે. માટે તે પણ સદા કરવી જોઇએ; આજ હેતુથી ભગવાન સૂત્રકાર વ્યાસમુનિ એ બ્રહ્મમીમાંસાના ફલાધ્યાયમાં (એટલે ચોથા અધ્યાયમાં) આ સઘળો વિચાર કર્યો છે. (આ સૂત્રનો અર્થ અણુભાષ્યાનુસારી છે.)

આ ઉપરથી એ તો સિદ્ધ થયું જે બાહ્ય સેવા પણ સદા અવશ્ય કરવી જોઇએ અને એ પણ અવાંતર ફળ રૂપ છે કેવળ સાધનજ નથી.

બ્રહ્મમીમાંસામાં ભક્તિમાર્ગ પ્રચાર કરનાર ભગવાન બાદરાયણ મુનિ એ સહકાર્યંતરાધિકરણમાં વિચાર કરેલો છે. તેના અણુભાષ્યનો આ સાર લેવામાં આવ્યો છે.

બ્રહ્મ સાધનથી પ્રાપ્ત થાય છે કે નથી થતું ? કેટલીક શ્રુતિ બ્રહ્મ સાધનથી પ્રાપ્ત થતું નથી એમ નિષેધ કરે છે. અને કેટલીક શ્રુતિ સાધન જણાવે છે તો તત્ત્વનિર્ણય જાણવો જોઇએ; જેમકે,

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥**

**यमेवैषवृणुते तेन लभ्यः**

અર્થ—આ આત્મા વેદના અર્થાદિક કરવાથી મળતો નથી. અને બુદ્ધિના વ્યાપારથી મળતો નથી, તેમ બહુ શ્રવણ કરવાથી મળતો નથી, પણ પરમાત્મા જેનું વરણ કરે તેને મળે છે. એટલે કેવળ જીવના ઉદ્યમથી મળતો નથી. પરંતુ એમની ઇ-

ચ્છાથી જેનો સ્વીકાર કરી લીએ 'જે આ મારો છે' તેને મળે છે. આ શ્રુતિમાં વરણ શિવાય કાંઇ પણ સાધન નથી કહ્યું અને વરણમાં ઇશ્વરની ઇચ્છા કારણ છે, તો બીજા સાધનનો નિષેધ છે, અને આ શ્રુતિ સાધન સૂચવે છે.

"तस्मादेवंविच्छांतोदांतः उपरतास्तितिक्षुः
श्रद्धावित्तो भूत्वात्मन्येवात्मानं पश्येत्"

અર્થ—તેથી આ રીતે જાણતો શાંત થઇને અને ઇંદ્રિયદમન કરનારો બનીને સર્વમાં વિરાગશાલી થઇ શ્રદ્ધા રૂપ દ્રવ્ય વાળો બની આત્મામાંજ આત્માને જુવે. આ સઘળાં સાધન કહેવાય છે. હવે આ બન્ને બાબતમાં કોનો સ્વીકાર અને કોનો અસ્વીકાર કરવો, અર્થાત્ ઇશ્વર પ્રાપ્તિમાં સાધન કરવામાં આદર કરવો કે અનાદર ? એ સંશય ઉત્પન્ન થયો તેનો ઉત્તર—સાધનના પ્રકારનો આદર કરવો. નહીં તો તે પ્રતિપાદન કરનારી શ્રુતિ વ્યર્થ થાય.

सहकार्यंतरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥
अध्याय ३ पाद ४ सूत्र ५

અર્થ—સહકારી નામ સાધન અંતર બાજુ બીજા સાધનની જરૂર છે એટલે મર્યાદામાર્ગમાં બીજાં સાધન કરવાની જરૂર છે અને પુષ્ટિમાર્ગમાં વરણ શિવાય બીજાં સાધનની જરૂર નથી અને બીજાં પણ 'સાધન ૩ પ્રકારનાં છે. ૧ કાયિક, ૨ વાચિક, ૩ માનસિક તેમાં ઇશ્વર વિષયમાં માનસિક સાધન મુખ્ય છે; કારણ કે—

"मनसैवाप्तव्यम्

આ શ્રુતિ કહે છે જે ઇશ્વરને મનથી મળવું, એટલે મળવામાં સાધન મન છે. અને આ તૃતીય ઉત્તમ છે અથવા મુખ્ય છે. તે પણ ક્યાં સુધી તો જ્યાં સુધી સ્નેહ નથી થયો ત્યાં સુધી. જ્યારે પરમ કૃપાલુ, ભગવાન્‌માં પ્રેમ થયો ત્યારે

ત પણ વિધિ આદિની પેઠે છે એટલે અર્થવાદ સમાન છે. તેની કાંઇ જરૂર નથી દેખાતી. જેમ પિતામાં પુત્રનો સ્વાભાવિક સ્નેહ છે તો તે પિતાની સેવામાં તત્પર રહેશે તેને પ્રેરણા કરવાનું કામ નથી. અથવા અર્થવાદ કરી દેખાડવાનું કામ નથી. જે પિતા તે ઇશ્વર છે. અને એમની સેવાથી આ ફલ થાય છે ઇત્યાદિ કાંઈ કહેવાની જરૂર રહેતી નથી. તે સ્વતઃ તે કાર્યમાં પ્રથમથીજ પ્રવૃત્ત રહે છે. ઈહાં પણ તેમ સમજવું; ઇશ્વરમાં દૃઢ પ્રેમ થયા પછી સેવાદિકના ઉપદેશનો ઉપયોગ નથી. કારણ માનસીનો ઉપદેશ વાણીથી કરી શકાતો નથી તત્પ્રવણચિત્ત થયા પછી તેમાં સ્વતઃ પ્રવૃત્તિ બનીજ રહે છે.

આ ઉપરથી એતો સારી રીતે સિદ્ધ થયું જે ઇશ્વર પ્રાપ્તિમાં માનસ સેવા મુખ્ય છે. તેથી શ્રીવલ્લભાચાર્યચરણે માનસી સેવાને મુખ્ય માની છે.

અને વિવૃત્તિમાં શ્રીવિઠ્ઠલેશપ્રભુ માનસી જેને સિદ્ધ થઈ છે તેનું ઉદાહરણ દે છે. માનસી સેવા વ્રજભક્તને સિદ્ધ થઈ છે. માટે શ્રીકૃષ્ણે પણ ઉદ્ધવજીને દૃષ્ટાંત દઈને કહ્યું છે.

**तानाविदन्मय्यनुषंगबद्धधियः स्वमात्मान मदस्तथेदम् ॥**

ભા. ૧૧—૧૨—૧૨

અર્થ—તે વ્રજભક્ત ગોપીજન જેઓની બુદ્ધિ મારામાંજ આસકત રહેલી છે, જેકે પોતાના દેહને કે બીજા કોઇ પદાર્થને નહી જાણતાં હતાં.

ભાવાર્થ—જેઓની ચિત્તવૃત્તિ મારામાંજ ચોંટી રહેલી છે અર્થાત્ એકતાન થએલી છે. તે પોતાના દેહને તથા પતિ પુત્ર વગેરેને જે કે અહંતા અને મમતાનાં સ્થાન છે તેઓને અને આ લોકને તથા પરલોક જાણતાં ન હતાં કારણકે જાણવાનું મુખ્ય સાધન મન છે, તોતે ભગવાન્માંજ આસકત છે એટલે ભગવાન્ વિના બીજા પદાર્થનું ગ્રહણ કરતું નથી. જ્યાં જુવે છે, ત્યાં ભગવત્સાક્ષાત્કારજ થાય છે. આ ઉત્તમ સેવા છે,

શ્રીપુરૂષોત્તમજીએ પણ પ્રકાશમાં આજ્ઞા કરે છે કે આ પ્રકાર પ્રભુને પણ પ્રીતિપાત્ર છે કારણ કે,

"अथैतं परमं गुह्यं शृण्वंतो यदुनंदन"
सुगोप्यमपि वक्ष्यामि त्वं मे भृत्यः सुहृत्सखा ॥

भा. ११ अ. ११ श्लो ४६

અર્થ—ભગવાન ઉદ્ધવને કહેછે જે તું સાંભળે છે તે પરમ ગુહ્ય છે, અને ગોપન કરી રાખવાનું છે; એટલે અધિકારી વિના જેને તેને કહેવાનું નથી; તોપણ તું મારો ભક્ત છે અને મિત્ર છે માટે કહું છું. એ પ્રકારે કહીને આ ભક્તિનોજ ઉપદેશ દીધો તેમાં પણ માનસીને ઉત્તમ સૂચવી તેથી એમ સિદ્ધ થાય છે જે ભગવાનને પણ આજ પ્રકાર પ્રીતિ પાત્ર છે જો તેમ ન હોત તો તેનોજ ઉપદેશ કેમ દે તે?

હવે બે પ્રકારની સેવા સદા અવશ્ય કરવી જોઇએ એતો પૂર્વ પ્રતિપાદિત છે. સાધન સેવાનો સદા અભ્યાસ રાખવો જેથી માનસી સેવા સિદ્ધ થાય, સાધન રૂપ સેવા વિના ફલ રૂપ સેવાની ઉત્પત્તિનો સંભવ નથી તેથી બન્ને કરવી જોઇએ.

ટિપ્પણમાં એમ અભિપ્રાય છે કે વ્રજભક્ત ભગવાન વિના બીજું કાંઇ જાણતાં ન હતાં તેથી એમ જાણવામાં આવે છે, જે બીજા કોઇને નહીં જાણતાં માત્ર ભગવાનનોજ આશ્રય કરી રહેવું એ ફલ છે એમ સમજી બેઠાં હતાં તે સાધનરૂપ સેવા સિદ્ધ થયા પછી થાય છે.

શ્રીગોકુલનાથજી ટીકામાં લખે છે કે વ્રજભક્તને જે પ્રકારની માનસી સેવા સિદ્ધ થઈ તે પ્રકારની જ્યારે સિદ્ધ થાય ત્યારેજ ફલ રૂપ ગણવામાં આવે છે.

આધુનિક કેટલાએક લોકો કહે છે જે, કેવલ માનસીજ સેવા કરવી જોઈએ સાધનરૂપ બાહ્ય સેવાની કાંઈ જરૂર નથી. તો તે તેમની ભૂલ છે; કારણ કે સાધન શિવાય સાધ્ય થવાની રીતિ નથી

તો. બાહ્યસેવા વિના માનસીસેવા સિદ્ધ થાયજ નહિં. વધારે ઉત્થા ખ્યાકાંક્ષા કરવાની કાંઈ જરૂર નથી.

આ શ્લોકનો સારાંશ એજ સિદ્ધ થયો જે શ્રીકૃષ્ણની સાધનરૂપ અને ફલરૂપ સેવા સદા અવશ્ય કરવી જોઇએ (તેઓમાં પણ) માનસીસેવા શ્રેષ્ઠ છે. ૧

પહેલા શ્લોકમાં આ બાબત તો સિદ્ધ થઈ ચુકી છે જે જીવ માત્રનો એજ ધર્મ છે કે શ્રીકૃષ્ણની સેવા સદા કરવી. અને તે સેવા બે પ્રકારની છે. એક તો સાધનસેવા અને બીજી ફળ રૂપ સેવા આ બન્નેમાં ફલરૂપ સેવા ઉત્તમ છે. અને ફળરૂપ સેવા તે માનસીસેવા કેહેવાય, હવે માનસીસેવાનું શું લક્ષણ ? અને સાધનરૂપ સેવા તે કઇ? આ પ્રશ્નનો અવસર છે; માટે ભક્તિ માર્ગકમલદિવાકર શ્રીવલ્લભાચાર્ય માનસીસેવાનું લક્ષણ કહે છે.

## મલમ્—चेतस्तत्प्रवणं सेवा

**સાન્વયપદાર્થઃ**—તત્પ્રવણં તે (કૃષ્ણ)માં એકતાન ચેતઃ (ચિત્ત (થવું) તે સેવા માનસીસેવા (કહેલી છે.)

શબ્દાર્થ—તેમાં (શ્રીકૃષ્ણમાં) ચિત્તનું પરોવાઈ રહેવું તે માનસીસેવા કહેવાય.

ભાવાર્થ—તે શ્રીકૃષ્ણમાંજ ચિત્ત પ્રવણ રહે તે માનસી સેવા. આ વાકયમાં જે પ્રવણ શબ્દ છે તેના સંસ્કૃતમાં અનેક અર્થ છે. અમરકોશમાં

"प्रवणं क्रमनिम्नोर्व्यां प्रव्हे नातु चतुप्पथे"

**અર્થ**—જે જમીન ક્રમથી નીચી હોય તેનું નામ પ્રવણ તથા નમેલા પદાર્થનું નામ પ્રવણ, અને ચૌટાનું નામ પણ પ્રવણ. તેમ કોશાંતરમાં

"प्रवणस्तु क्षणे प्रव्हे क्रमानिम्ने चतुष्पथे ॥ आयत्ते च

અર્થ—ક્ષણ, નમેલ, ક્રમથી નમેલ, ચહુટો, (ચકલો) અને

આધીન (તાબેદાર) આ અર્થોમાં પ્રવણ શબ્દ વપરાય છે. તો પ્રકૃતમાં ભગવાનને નમેલું મન, અને પછી તેને તાબે થયું જે મન તેજ સેવા રૂપ છે. વળી અહિં એક શંકા થાય છે કે નમવું, તાબે થવું ઇત્યાદિ ધર્મ પૃથ્વીથી ઉત્પન્ન થયેલા પદાર્થના છે. મન તો તેમ નથી તે શંકાનુ સમાધાન શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે જે મન અન્નમય છે. એમ વેદમાં કહ્યું છે.

તો અન્ન પૃથ્વીથી ઉત્પન્ન થાય છે તેથી મન પણ પાર્થિવ કહેવાય. તે માટે તે ધર્મ ઘટે છે.

ભગવાનમાં મન એવું તો એકતાન થઇ જાય, કે જેને તે શીવાય કાંઈ પણ ખબર પડે નહીં; જેમ કે,

तानाविदन्मय्यनुषंगबद्धधियः स्वमात्मानमदस्तथेदम् ॥

અર્થ—તે વ્રજભક્ત ગોપીજન જેઓની બુદ્ધિ મારામાં જ આસકત રહેલી છે જે કે પોતાના દેહને કે બીજા કોઈ પદાર્થને જાણતાં નહતાં. જ્યારે આવી દશા થાય ત્યારે જાણવું કે તેનુ ચિત્ત પરોવાઈ રહે છે. જેને પોતાના દેહનુ પણ અનુસંધાન નથી અને જેને પોતાના સગા સોઇનુ પણ ભાન નથી અને વધારે તો શું પણ આ લોકનુ અને પરલોકનુ ભાન નથી. સારાંશ કે તેઓનું ચિત્ત ભગવાન શિવાય કોઈનું પણ ગ્રહણ કરતું નથી. એવી જ્યારે ચિત્તની દશા થાય ત્યારે માનસીસેવા કહેવાય, જેમ સમાધિમાં ભગવાનમાં ચિત્તનો લય થાય છે અને જે દેહાદિકની દશા દેખવામાં આવે છે; તેમ આ સેવામાં પણ જાણવું.

આજકાલના કેટલાએક ઉપદેશકપણાનો ફાંકો રાખનારા ઉપદેશકો માનસીસેવાનો ઉપદેશ દીયે છે, અને ઉત્તમતા પણ બતાવે છે. અને કાયિક, સેવાને હલકી પાયરીમાં ગણે છે; પણ તે આ બાબતથી વાકેફ નથી હોતા જે કાયિક સેવા કરી કરી પૂર્ણ અભ્યાસ થાય ત્યારે માનસી સેવાનો અધિકાર છે; પહેલે તો કાયિક તો પૂરી આવડતી નથી. અને કરો શરૂ માનસી; આમ થવાથી અજાણ લોકોને વિટંબણામાં નાખી હેરાન કરે છે. વળી માનસીસે-

વાની સાથે આ પણ ઉપદેશ કરે છે કે ઇશ્વર નિરાકાર છે તેથી નિરાકારનું ધ્યાન કરવું આ કેટલી ભૂલભરેલી વાત છે, નિરાકારનું અને ધ્યાન કરવું આવા અનુભવ વિરૂદ્ધ, શાસ્ત્ર બાધિત ઉપદેશથી આ આર્ય દેશની જે દિલગીરી ભરેલી દશા દેખવામાં આવે છે તેના હેતુ તેજ લોકો છે. આ બાબત વધારે લખવાની અહિયા જરૂર નથી. આ ઉપરથી એ સિદ્ધ થાય છે જે માનસીસેવા કરવાની જ્યારે યોગ્યતા થાય ત્યારે કરવી અને તે પહેલાં તો સાધન સેવા કરવી જોઇએ તે આગળ લખવામાં આવશે.

યોજનામાં આ બાબત પર એટલું વધારે લખે છે શ્રીકૃષ્ણને અધીન જે ચિત્ત તેજ માનસીસેવા અને તેજ ઉત્તમ કહેવાય છે. જો કે આ શ્લોકમાં મનવાચક ચેતઃ શબ્દ મૂકયો છે; તોપણ મન એજ ભક્તિ ન કહેવાય પણ મનની વૃત્તિ લેવી જોઇએ. તેજ શ્રીમદ્ભાગવત તૃતીયસ્કંધ અધ્યાય ૨૫ શ્લોક ૩૨-૩૩

देवानां गुणलिंगानामानुश्राविककर्मणाम् ।
सत्त्वएवैकमनसो वृत्तिः स्वाभाविकी तु या ॥ ३२ ॥
अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी ॥ ३३ ॥

અર્થ—જે પુરૂષનું મન એક રીતિનું હોય એટલે સંકલ્પ વિકલ્પાત્મક ન હોય, સંકલ્પાવકલ્પાત્મક મન તે આસુર કહેવાય, અને સ્વભાવસિદ્ધ એક જાતનું મન હોય તે દૈવ કહેવાય એટલે મન બે પ્રકારનું છે. આ બાબત શ્રીસુબોધિનીમાં આ શ્લોકોની વિવૃત્તિમાં છે. એવા પુરૂષોની ઇંદ્રિયોની વૃત્તિ, જ્યારે ભગવાનમાં નિષ્કામ રહે ત્યારે તે ઉત્તમ ભક્તિ કહેવાય. જે ઇંદ્રિયો પણ વૈદિક ધર્મમાંજ તત્પર હોય તે દૈવરૂપ અને બીજા અસુરરૂપ ઇંદ્રિય હોય છે. એ વિષયનો પણ ખુલાસો ત્યાંની સુબોધિનીથી જાણવો પ્રકૃતમાં એ સિદ્ધ થયું જે ઇંદ્રિયોની વૃત્તિ સ્વાભાવિકી નિષ્કામ જ્યારે કેવલ ભગવાન્માંજ રહે ત્યારે ઉત્તમ ભક્તિ અથવા સેવા કહેવાય. સેવા અને ભક્તિ એ બન્ને એક

પદાર્થ છે. કારણુ જે ભજન, ભક્તિ, અને સેવન, સેવા એ શબ્દોમાં કાંઇ પણુ ભેદ નથી તો ચિત્તવૃતિ ભગવાન્માં એકતાન થાય તેજ માનસીસેવા કહેવાય.

આથર્વણુ ઉપનિષદ્માં કહ્યું છે કે,

"भक्तिरस्य भजनं तादिहामुत्रोपाधिनैराश्येन मनः कल्पनम्"

અર્થ—આ પરબ્રહ્મની જે ભક્તિ તેજ ભજન, તે એવું થવું જોઇએ જે આ લોકના પદાર્થમાં અથવા પરલોકના પદાર્થમાં બીલકુલ આશા ન હોવાથી મનની તેવી કલ્પના તે ભક્તિ કહેવાય. આમાં પણુ મનની કલ્પના તેજ ભક્તિ કહેવામાં આવી છે; તેમજ ભક્તિમીમાંસામાં પણુ તેવી રીતે લક્ષણુ કર્યું છે. જે

"सा परानुरक्तिरीश्वरे"

અર્થ—( ભક્તિ મીમાંસાનું આ બીજું સૂત્ર છે) ઇશ્વરમાં જે અનુરાગ તે પરાભકિત કહેવાય.

ભાવાર્થ—અનુરાગ એટલે પ્રીતિ, ઇશ્વરમાં જે પ્રીતિ તે ભકિત કહેવાય. હવે પ્રીતિ અને દ્વેષ એ મનનાજ ધર્મ છે, અને મન ધર્મી છે તો ધર્મ અને ધર્મીનો અહિં અભેદ માન્યો છે. આ સઘળા વચનોથી એજ નક્કી થાય છે જે, ચિત્તની વૃત્તિ શ્રીકૃષ્ણુમાં પરોવાઈ જાય એજ સેવા અથવા ભકિત કહેવાય એમ પહેલાં પણુ કહી દીધું છે. તેમાં પ્રમાણુ—

भज सेवायां

ભજ ધાતુ સેવામાં પ્રવર્તે છે. આવું વ્યાકરણુમાં કહ્યું છે તો ભજન ભકિત સેવા સેવન વગેરે સર્વ શબ્દ એકાર્થવાચક છે. અને આજ હેતુથી ગ્રંથકાર પણુ તેવાજ પ્રયોગ કરે છે.

दीयमानं न गृह्णंति विनामत्सेवनं जनाः ।
स एव भक्तियोगाख्य आत्यंतिक उदाहृतः ॥

અર્થ—પહેલે કહ્યો છે. આમાં માત્ર એજ દર્શાવવાનું છે

જે સેવા વિના ભગવદ્ભક્ત કાંઈ પણ લેતા નથી. આજ ઉત્તમ ભક્તિ કહેવાય આ બે વાક્યનો ભાવાર્થ સારી રીતે તપાસીએ છીએ તો સેવા અને ભક્તિ એકજ છે એમ વિનાપ્રયત્ન સિદ્ધ થાય છે.

હવે આ જે માનસીસેવા ફળરૂપ ઉત્તમ ગણેલી છે. તેની સિદ્ધિને વાસ્તે બે સાધનરૂપ સેવા છે.

## मूलम्—तत्सिद्धयै तनुवित्तजा ॥

**सान्वयपदार्थः**—(અને) **तत्सिद्धयै** તે (માનસીસેવા)ની સિદ્ધિને વાસ્તે **तनुवित्तजा** તનુજા અને વિત્તજા સેવા (સાધનરૂપ માનેલી છે.)

અર્થ—માનસી સેવાની સિદ્ધિ વાસ્તે તનુજા અને વિત્તજા (સાધનરૂપ છે) તનુજા પોતાના શરીરથી કરી હોય તે, અને વિત્તજા દ્રવ્યદ્વારા કરી હોય તે.

ભાવાર્થ—માનસી સેવાની સિદ્ધિમાં સાધન આ બન્ને સેવા છે એક તો પોતાના શરીરથી સઘળી સેવા કરવી તે તનુજા અને સેવામાં જે દ્રવ્યનો ઉપયોગ થાય એટલે દ્રવ્ય સેવાના ઉપયોગમાં લાગે અને તે દ્રવ્યથી જે સેવા બને તે વિત્તજા.

શ્રીવિઠ્ઠલેશ પ્રભુ સ્પષ્ટ લખે છે; જે દ્રવ્ય દઈને નોકરની પાસે કરાવવી. અને પોતે પણ કરવી. ત્યારે તે દ્રવ્યદ્વારા કરાવી તે વિત્તજા કહેવાય ને જે પોતાના શરીરથી કરી તે તનુજા કહેવાય.

આ બન્ને સેવામાં સારી રીતે તપાસીએ તો તનુજા સેવા વિત્તજા સેવાથી ઉત્તમ છે અને માનસી સેવામાં સાક્ષાત્સાધન થઈ પડે છે. વિત્તજા સાક્ષાત્સાધન નથી થતી; પણ કાયિકસેવા દ્વારા સાધન છે તનુજા અને કાયિક એ એક પદાર્થના નામ છે. આ ઉપરથી એ સૂચવવાનું છે જે ભગવદર્થ પોતાનું સર્વસ્વ નિવેદન કરી દીધા પછી, અર્થાત્ દ્રવ્યાદિનો વિનિયોગ કરી દઈને પોતાના

દેહનો પણ વિનિયોગ સેવામાં કરવો તેમ થવાથી પ્રભુમાં પ્રેમ અને પ્રેમ થયા પછી માનસીસેવા સિદ્ધ થાય છે. કેવળ દ્રવ્યની રકમ એક જુદી કાઢી મંદીર બનાવી દેવું, અને તેમાં નોકર વગેરે રાખી દેવા તે પછે ચાહે તેમ કરો તે ખાતે પોતાને ખબર કાઢવાની પણ જરૂર નહી, એવી વિત્તજા સેવા સાધન ન કહેવાય, પોતાથી બનતી કાયિક સેવા કરતાં, વધારે બાકીની સેવામાં તે દ્રવ્યનો પણ ઉપયોગ ભગવદર્થ કરવો તેમાં પણ બીજાં કાંઇ કારણ ન હોવાં જોઇએ.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે, જે તનુજા અથવા કાયિક સેવામાં દેહનો ઉપયોગ છે, તો કેવળ ઇંદ્રિયોના વ્યાપાર શિવાય દેહ સેવા કરી શકેજ નહી એ તો પ્રત્યક્ષ છે. તેથી ઇંદ્રિય વ્યાપારની જરૂર છે. શ્રોત્રથી ભગવદ્‌ગુણ સાંભળવા, આંખોવતી પ્રભુનું દર્શન કરવું ઇત્યાદી યથાયોગ્ય સર્વ ઇંદ્રિયો, સાક્ષાત્ અથવા પરંપરા સંબંધથી પ્રભુ પરિચર્યામાં પૂર્ણ પ્રયત્નથી પરાયણ રહેવાં જોઇએ.

શ્રીમદ્‌ભાગવત એકાદશસ્કંધમાં અધ્યાય ૧૯ શ્લોક ૧૯

**भक्तियोगःपुरैवोक्तःप्रीयमाणाय तेऽनघ ।**
**पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम् ॥ १९ ॥**

અર્થ-( ઉદ્ધવજીનો અને શ્રીકૃષ્ણનો સંવાદ છે ) ભગવાન્ ઉદ્ધવજીને કહે છે કે હે ઉદ્ધવ ! ભકિતયોગમાં પ્રીતિ રાખનાર તને મેં પ્રથમ ભકિતયોગ કહ્યો છે; તો પણ ફરીથી મારી (ભગવાનની) ભકિતનું પરમ કારણ કહીશ. એટલે ફળભકિતનું સાધન છે તે કહીશ એમ પ્રતિજ્ઞા કરીને કહે છે.

**श्रद्धाऽमृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ॥ इत्यादिना**
**एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनां ।**
**मयि संजायते भक्तिः कोन्येऽर्थो स्याऽत्राशिष्यते ॥२४॥ इत्यन्तं**

અર્થ—મારી (શ્રીકૃષ્ણની) કથામાં શ્રદ્ધા અને સદા મારા

ગુણનું ગાન કરવું. ભગવાનને દંડવત્પ્રણામ કરવા, અને ભકતોનો સત્કાર અધિક કરવો. અને ભગવદ્ભજનમાં વિરોધ લાવનાર દ્રવ્યનો પરિત્યાગ કરવો, સેવામાં વિરોધિ, પોતાના સુખના સાધનનો અને સુખનો પણ પરિત્યાગ કરવો ઈત્યાદિ, સઘળું યથાસ્થિત કરે ત્યારપછી આત્માનું અર્પણ (નિવેદન) કરી દીએ. ત્યારે ફળભકિત સિદ્ધ થાય. તો આ ઉપર લખ્યા તે સઘળા પ્રકાર સાધનના છે. આ સાધનમાં શરીરેંદ્રિયોનો વ્યાપાર સારી રીતે કહેવામાં આવ્યો અને જ્યારે ફળભકિત સિદ્ધ થાય ત્યારે પણ પ્રીતિપૂર્વક આ માંહેલા પ્રકાર થાયજ છે. પહેલે સાધારણ રીતિથી કરવામાં આવે છે.

આ ઉપરથી વળી એક શંકા થઈ જે દક્ષિણા દઇને બ્રાહ્મણદ્વારા યજ્ઞાદિક કરાવ્યાથી જેમ યજમાનને તે યજ્ઞનું ફળ મળે છે; તેમ સેવામાં પણ પગાર આપી નોકરો વડે સઘળું કાર્ય કરાવે તો તેનુ પણ ફળ માલીકને મળવું જોઇએ? હા! આ બાબત બરાબર છે, પણ આ વિષે પ્રથમ આટલો વિચાર કરવાની જરૂર છે જે યજ્ઞ કરવો એ વેદની પ્રેરણા છે; બ્રાહ્મણો વરાવવા એ પણ સકલ હિતકારી વેદની પ્રેરણા છે. અને યજમાને કર્મનુ ફળ મેળવવા બ્રાહ્મણોને દક્ષિણા દેવી એ પણ તેનીજ પ્રેરણા છે, તો ફળ બરાબર મળે છે; તેમ આ સેવા બાબતમાં ભગવાનની તેવી પ્રેરણા જોવામાં આવતી નથી; જે નોકર ચાકરદ્વારા સેવા સઘળી કરાવી લેવી અને તેનું ફળ માનસીસેવા સિદ્ધ થાય. આ ઉપરથી એમ કહેવા ધારેલું નથી, જે નોકર રાખ્યા વગર સઘળી સેવા પોતે જાતે કરવી અને પ્રભુને પરિશ્રમ દેવો, પણ આજ કહેવાનો પ્રયત્ન છે જે પોતે પણ અવશ્ય સાથે સેવા કરવી જોઇએ પોતે તો મોજ મજામાં મસ્ત થઇ આમના તેમના રખડવામાં દિવસ ગુજાર્યા કરે તે અનુચિત કહેવાય, અને એમ કરવાથી માનસી સેવામાં એ સાધન નથી થઈ શકતી. કોઇનો આવો પણ અભિપ્રાય રહે છે કે વિત્તજા સેવા એ પણ કહેવાય કે દ્રવ્યનું ખરચ કરી પ્રભુને સારૂ અનેક પદાર્થ લેવા અને અંગીકાર

કરાવવા. આ પણ અભિપ્રાયને પ્રાયઃ સહૃદય લોકો હૃદયમાં અવકાશ દેશે. આ પ્રકારે તનુજા અને યથાશકિત વિત્તજા કરવી જોઇએ તેથી એને માનસી સેવા સિદ્ધ થાય છે. સારાંશ કે કાંઈ પણ કામના અને કપટ શિવાય પોતાનું સર્વસ્વ પ્રભુને નિવેદન કરીને પોતાના શરીરનો પણ વિનિયોગ સેવામાંજ કરે; ત્યારે તેને પ્રભુમાં પ્રેમનો ઉદય થાય, અને જે પહેલાં સાધન સમજી સેવા થતી હતી તેજ ફળ ભાવને પામી કૃતાર્થતા સૂચવતી વ્રજ જન સમાન માનસીસેવા સિદ્ધ થાય છે.

માનસીસેવાની સાધનભૂત તનુજા અને વિત્તજા સેવા છે તે તનુજા સેવામાં અને વિત્તજા સેવામાં અનેક પ્રમાણ વચનો છે. તે માંહેલાં થોડાં અહિં લખવામાં આવે છે.

"गृहशुश्रूषणं मह्यं दासवद्यदमायया ॥

અર્થ—ભગવન્મંદિરમાં સેવા કરવી તે કપટ વિના દાસની પેઠે,

आदरः परिचर्यायां

અર્થ—પ્રભુની સેવામાં આદર રાખવો.

" श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ॥
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

અર્થ—પ્રભુના પરમ પવિત્ર ચરિત્ર સાંભળવાં, જેથી કર્ણની કૃતાર્થતા અને પછી તેનો અનુવાદ કરવો ને કીર્તન કરવાં, જેથી જીભનો ઉપયોગ અને ત્યાર પછી સ્મરણ કરવું, એટલે તે તે ચરિત્રોનું મનમાં યાદ આવવું જેથી મનની મુખ્ય મોહોટાઇ; આ પ્રમાણે સર્વ ઇંદ્રિયોનો ઉપયોગ પ્રભુમાં કરવો તે પછી પાદ સેવન એટલે ચરણ પરિચર્યા અને તે પછી શ્રીઅંગની સેવા, અને પછી દંડવત્પ્રણામ કરવા ઇત્યાદિ નવ પ્રકારની ભકિત છે અને તે ઉત્તરોત્તર હેતુ છે આ બાબત પર બાલબોધના શ્લોક ૧૮ ના

વ્યાખ્યાનમાં લખ્યું છે તેથી પોતાની જિજ્ઞાસા સફળ કરશો. આ પ્રમાણે--

"करौ हरेर्मंदिरमार्जनादिषु"

અર્થ—ભગવન્મંદિરના માર્જન આદિ સેવનમાં હાથનો ઉપયોગ લેવો જોઇએ.

"शावौ करौ नो कुरुतः सपर्यां
हरेर्लसत्कांचनकंकणैर्वा" ॥२२॥

અર્થ-તે હાથ અચેતન સમજવા જે ભગવાનની સેવા ન કરે કદાચિત્ કનકનાં કડાં પહેર્યાં હોય તો પણ શું ?

"करौ च तत्कर्मकरौ मनश्च"

અર્થ—કરોનું આ કામ છે કે શ્રીકૃષ્ણનાં કૃત્ય કરનાર થવું ઇત્યાદિ અનેક વચન કાયિક સાધન સેવાના વિષયમાં છે. અહિં વધારે લખવાથી ગ્રંથનું લંબાણ થઈ પડે છે.

આ જેવી રીતે તનુજા સેવાને વાસ્તે વચનો લખવામાં આવ્યાં તેમ વિત્તજા સેવાની બાબતમાં પણ છે. તે માહેલું એક અહિં દાખલ કરવામાં આવે છે.

"सर्वलाभोपहरणम्"

અર્થ—પોતાને જે મળે તે સઘળું પ્રભુને અર્પણ કરવું.

ભાવાર્થ—જે કાંઈ પોતાના પૂર્ણ પરિશ્રમ વડે પેદા કર્યું હોય તે સઘળું પ્રભુને અર્પણ કરવું. આતો સિદ્ધ છે. કારણ કે પોતાના આત્માનું અર્પણ કર્યું તો ત્યાર પછી શું બાકી રહ્યું. આ બન્ને સેવાથી પ્રભુને પ્રસન્ન કરવા જોઇએ, જેથી પોતાની કૃતાર્થતા થાય; કહ્યું છે કે—

"तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः ।
नृणां येन हि विश्वात्मा सेव्यते हरिरीश्वरः ॥

અર્થ—પ્રાણીનો તેજ જન્મ સફળ છે જેથી પ્રભુની સેવા

બને, મનુષ્યનાં તેજ કૃત્યો વખાણુ લાયક કે જેઓનો ઉપયોગ સેવામાં થયો હોય, મનુષ્યનુ તેજ આયુષ્ય ગણતીમાં લેવું જોઇએ કે જેમાં પ્રભુની સેવા કરી હોય, મનુષ્યનું તેજ મન કૃતાર્થ કે જે વડે પ્રભુની સેવા કરી હોય, જે કે સેવા મુખ્ય ગણી છે. મનુષ્યનું તેજ બોલવું શ્રેષ્ઠ કે જેથી પ્રભુના ચરિત્રનાં કીર્તન થયાં હોય. આ શ્લોકમાં કાયિક, વાચિક, અને માનસિક એ ત્રણ પ્રકારની સેવા આવી; આ પ્રમાણે પ્રમાણ વચનો જો એકઠાં કર્યાં હોય તો અનેક છે. આથી એ તો સ્પષ્ટ વિના શ્રમ સિદ્ધ થાય છે જે, તનુજા અને વિત્તજા, સાધનરૂપસેવા ફળરૂપ માનસી સિદ્ધ કરવા સારૂ અવશ્ય કરવી જોઇએ.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં આ વિષયમાં શ્રીમદાચાર્યચરણ પ્રણીત નિબંધનો સંબંધ લખે છે. નિબંધના ત્રણ પ્રકરણ છે. પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણ, અને બીજું સર્વનિર્ણય પ્રકરણ, અને ત્રીજું શ્રીભાગવતાર્થ પ્રકરણ છે તેમાંના બીજા પ્રકરણમાં

'विशिष्टरूपं वेदार्थं' ઇહાંથી
'एतन्मार्ग द्वयं प्रोक्तं' અહીં સુધી

ભક્તિમાર્ગનું સવિસ્તર વર્ણન કર્યું છે. એટલે ભક્તિમાર્ગમાં પ્રમાણ પ્રમેય સાધન અને ફળ આ બાબતનો વિચાર કર્યો છે. ૨૧૭ શ્લોકથી ૨૫૩ સુધી એજ વિષય છે. એ સઘળો ગ્રંથ ભાષાંતરની સાથે અહીં લેવામાં આવે તો બહુજ વિસ્તાર થઈ પડે. તેથી ત્યાંનો સારાંશ દાખલ કર્યો છે.

विशिष्टरूपं वेदार्थः फलं प्रेम च साधनम् ॥२१७॥
तत्साधनं च नवविधा भक्ति स्तत्प्रतिपादिका ॥

અર્થ—ભક્તિમાર્ગમાં જે પ્રમેય છે તે વિશિષ્ટરૂપ છે. એટલે વેદના બે કાંડ છે. એક ક્રિયાકાંડ અને બીજો જ્ઞાનકાંડ. આ બન્ને જે બ્રહ્મનાં એકેક અંશનું વર્ણન કરે છે. તે બ્રહ્મ તો પ્રમેય છે, ફળ છે, તેમ તેનો પ્રેમ છે તેજ સાધનભૂત છે. અને

પ્રેમ થવામાં સાધનભૂત નવ પ્રકારની ભક્તિ છે તે એકે ૧ શ્રવણ ૨ કીર્તન ૩ સ્મરણ ૫ પાદસેવન ૫ પૂજન ૬ નમન ૭ દાસ્યભાવ ૮ સખ્ય ૯ આત્મનિવેદન. આ નવધાભક્તિ પ્રેમલક્ષણા ભક્તિના સાધનરૂપ છે. આ ભક્તિ સાધન છે અને તેથી પરમાત્મા પ્રાપ્ત થાય છે. આમાં પ્રમાણ શ્રીમદ્ભગવદ્ ગીતા છે કારણ કે તે ફળ વાકય છે. ફળરૂપ શ્રીકૃષ્ણનાં વાકય છે અને એ વાકય ઘણાં સંક્ષેપથી કહ્યાં છે તેનો વિસ્તાર શ્રીમદ્ભાગવતમાં છે. શ્રી ગીતામાં તથા શ્રીભાગવતમાં ભક્તિનોજ ઉત્કર્ષ છે. આ વિષય પર આવરણભંગમાં સારી રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે. માટે તે બે પ્રમાણ છે. આ ઉપરથી બીજાં બે પ્રમાણ તો સમજી લેવાં જે કે વેદ અને વ્યાસસૂત્ર સર્વ મળીને ચાર પ્રમાણ છે—

**વેદાઃ શ્રીકૃષ્ણવાક્યાનિ વ્યાસસૂત્રાણિ ચૈવ હિ ॥**
**સમાધિભાષા વ્યાસસ્ય પ્રમાણં તચ્ચતુષ્ટયમ્ ॥ નિ૦ શા૦ ૯**

અર્થ—વેદ, શ્રીકૃષ્ણનાં વાકય ( ગીતાજી ) અને વ્યાસસૂત્ર ( ઉત્તર મીમાંસા ) વેદવ્યાસની સમાધિભાષા ( શ્રીભાગવત ) આ મુખ્ય ચાર પ્રમાણ છે આનાથી અવિરૂદ્ધ જેટલું તે છે સઘળું પણ પ્રમાણ છે.

આ ઉપરથી ભક્તિમાર્ગમાં પ્રમાણ, પ્રમેય, સાધન, ફળ ઉત્તમ છે તેથી આ માર્ગનો સર્વમાર્ગ કરતાં ઉત્કર્ષ છે. આજ હેતુથી સર્વમાર્ગ કરતાં આ ભક્તિમાર્ગ ઉત્તમ છે બીજા માર્ગમા પાત ભય હમેશાં જાગતો રહે છે; જેમકે યોગાદિની સિદ્ધિના સપાટામાં સપડાઇને અયોગ્ય કાર્ય કરવામાં કમ્મર કસે તો તેથી નીચી પાયરીમાં જાય છે. આ બાબતમાં અનેક ઉદાહરણ છે તેમ કર્મકાંડમાં પણ યાગાદિ કરતાં કરતાં ભૂલથી કાંઇનું કાંઇ કોઈ વખતે બને છે. વધારે શું લખવું; તામસ દેવની ઉપાસના કરતાં કોઈ બાબતમાં ભૂલે કે તરત તમાચો લાગે છે, અને પરીણામે બુરા હાલ થાય છે. તેમ આ માર્ગમાં નથી આ મા-

ર્ગના પ્રવર્ત્તક અને આ માર્ગનું ફળ અને પ્રમેય ભગવાન્ છે તો કદાચીત્ અપરાધ બને તો પણ ભગવાન મોચક છે. ભગવાન્‌ના વચનાનુસાર ચાલનારને તેજ છોડાવનાર છે પરંતુ ભગવાને ઉપદેશ દીધેલો છે તેમજ ચાલવું જોઇએ. તેમાં કાંઇ કસર હોય તો તેનો પરીણામ ઉપર લખ્યો તેવો ન થાય ઇત્યાદિ.

આ બાબતમાં એક શંકા થવાનો અવસર છે. જે આ માર્ગમાં ભગવાન્ મોચક છે તેથી આ માર્ગ ઉત્તમ છે તો શું વેદાદિમાર્ગ પ્રમાણે ચાલશે તેને ભગવાન્ નહી છોડાવશે ? જો છોડાવનાર ભગવાન્ છે તો આ ભક્તિમાર્ગની સઘળા માર્ગોથી મોટાઈ શાની ? ઉત્તર–આજકાલ કલિકાલના મહિમાથી વેદોદિત વર્ણાશ્રમ ધર્મો બરાબર સચવાતા નથી જો તેમ છે તેથી મુક્ત થવાની આશા ક્યાંથી ? બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ વર્ણ, અને બ્રહ્મચર્યાદિ આશ્રમ યથાસ્થિત થવા જોઇએ ને શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત ધર્માચરણ થવું જોઇએ તે તો થતું નથી તો તેથી અપૂર્વની સિદ્ધિ ક્યાંથી ? એવી રીતે વર્ણાશ્રમ ધર્માચરણમાં ક્ષીણશક્તિ કાયર મનુષ્યોને જોઈ, પરમકારુણિક ભગવાને આ ભક્તિમાર્ગનો ઉપદેશ દીધો છે. તેથી આની મોટાઈ માનવામાં આવે છે; આ ભક્તિમાર્ગમાં શ્રદ્ધાપૂર્વક પ્રવેશ કરવાથી કૃતાર્થતા થાય છે; કારણ શ્રુતિ સ્મૃતિથી પ્રતિપાદિત આચરણ આ માર્ગમાં માન્ય કરવામાં આવ્યાં છે, અને જે પ્રમેય છે તે પણ શ્રુતિ સ્મૃતિથી પ્રતિપાદિત છે. ઇત્યાદિ કહીને આ ભક્તિમાર્ગનો સેવાપ્રકાર સારી રીતે કહેલો છે અને સેવ્યનો નિર્ણય પણ કર્યો છે, તેમ અધિકારીનો વિચાર કરવામાં આવ્યો છે.

આ પ્રકારે નિબંધમાં તથા વિવરણમાં તથા આવરણભંગમાં સિદ્ધ કરવામાં આવ્યું છે જે ફળભકિત અને સાધનભકિત એ બે ભેદ છે. સાધનભકિતની જે પરકાષ્ટા તે ફળભકિત છે. આ ભકિતમાર્ગનું ફળ શ્રીકૃષ્ણમાં માનસી સેવા સિદ્ધ થાય તે છે. અર્થાત્ પ્રેમલક્ષણા ભકિત છે. નિબંધ શાસ્ત્રાર્થપ્રકરણમાં શ્લોક ૧૫

**आदि मूर्तिः कृष्णएव सेव्यः सायुज्यकाम्यया ॥**

અર્થ—આદિમૂર્તિ શ્રીકૃષ્ણની સેવા કરવી જોઇએ સાયુજ્યની ઇચ્છાથી, આમાં તો ફળ સાયુજ્ય કહ્યું છે અને આ ઉપર લખેલા સિદ્ધાંતમાં ફળ પ્રેમલક્ષણા ભકિત કહી તો આ બન્ને વચનનો પરસ્પર વિરોધ દેખાય છે તેનુ કેમ? એ વિરોધ ઉપરથી છે પરંતુ વિચાર કરતાં વિરોધ નથી એ લેખ અધિકારી પર છે જે મુખ્ય આધકારી છે તે તો પ્રેમલક્ષણાનેજ મુખ્ય માને છે અને જે મુખ્ય અધિકારી નથી તે સાયુજ્યની ઇચ્છા રાખે છે. મુખ્ય અધિકારી હોય છે તે તો માત્ર સેવા શિવાય બીજુ કાંઈ ઇચ્છતાજ નથી એ તો પૂર્વ પ્રતિપાદિત છે.

ટિપ્પણમાં પ્રકાશના સમાન વ્યાખ્યાન છે. આ અંશ વધારે લખે છે જે તનુજા અને વિત્તજા આ બન્ને એક કર્તૃક જોઈએ, અને તેમ થવાથી માનસીને સિદ્ધ કરી આપે છે. એ લખવાનું તાત્પર્ય એ કે, તનુજા અને વિત્તજા આ બન્ને એક માણસે કરવી જોઈએ એટલે જે પોતાના શરીરેથી સેવા કરે છે તેજ દ્રવ્યાદિનો સેવા સામગ્રીમાં ઉપયોગ લિયે કેવલ શરીરથીજ સેવા કરે અને ભોગ ધરતી વખતે તો હેં હેં ( કૃપણુતા કરે ) તોપણ માનસી સિદ્ધ થતી નથી અને કોરાં દ્રવ્યજ દઇને બધું કામ પારકે હસ્તક કરાવવાથી પણ માનસીસેવા સિદ્ધ થતી નથી, પણ બન્ને યથાશકિત કરવાથી થાય છે. પોતાથી શરીરે જેટલી બનીશકે તેટલી અવશ્ય કરવી; અને બધી હુંજ કરીશ એ દુરાગ્રહથી પ્રભુને પરિશ્રમ દેવો નહિ, જેટલી ન બને તે બીજા દ્વારા કરાવવી. ચાહે સેવા હિસાબે અથવા નોકરીને હિસાબે પરંતુ પોતાથી બને તેટલી તનુજા તથા વિત્તજા કરવી, માત્ર શુદ્ધ ભાવથી જે સેવન બને તે કરવું; શુદ્ધ ભાવથી તનુજા અને તેમજ વિત્તજા જે કરે છે તેને ફળરૂપ માનસી સેવા પ્રાપ્ત થાય છે.

શ્રીગોકુલેશજી ટીકામાં લખે છે જે આ ઠેકાણે શંકા થાય કે આજકાલના ભકતોનો તેવો અધિકાર નથી જે તેઓને સેવા

માનસી સિદ્ધ થાય, તો તેના સાધનભૂત તનુજા અને વિત્તજાનો પણ શો ઉપયોગ ? જો સાધ્ય સિદ્ધ થવાનો અધિકાર હોય તો સાધનમાં મથન કરવું ઉચિત છે. પણ જે બાબતનો જેને અ-ધિકાર નથી તે બાબતને વાસ્તે તેણે માથાપચી કરવી એ બુદ્ધિ-માનનું કામ નથી, માટે સાધનરૂપ સેવાનો પણ આ સમય નથી જેનો ઉત્તર—જો કે, હાલના લોકોનો તેવો અધિકાર નથી પણ તેમણે સાધન સેવા ભકિતમાર્ગ પ્રવર્ત્તકાચાર્યચરણે બતાવ્યાપ્રમાણે કરવી તેમ કરતે કરતે અધિકાર પણ સિદ્ધ થઇ જશે; અને પૂર્વોકત અનુસાર ફળ પણ મળશે.

પંડિતવર શ્રીપુરૂષોત્તમજી પણ પૂર્વ પ્રતિપાદિતને અનુકૂલ કહે છે. જો કે આજકાલના લોકને તેવી માનસી સેવા સિદ્ધ થવાને અધિકાર નથી. તોપણ તનુજા અને વિત્તજા આ બન્ને સેવા આચાર્યચરણોકત પ્રકારથી કર્યા જવી; તેમ કરવાથી પ્રત્યવાય દૂર થાય અને અધિકાર મળવામાં સહાયતા મળે. આજ વિષય સારી રીતે શ્રીવિઠ્ઠલેશ પ્રભુએ ભક્તિહંસનામના ગ્રંથમાં સમાપ્તિ સમયમાં લખેલો છે. ત્યાં પણ આજ સિદ્ધ કરેલું છે. કે જેને સ્નેહ ઉત્પન્ન નથી થયેલો તેણે સાધન ભક્તિ કરવી; કારણ કે તેને પણ કરતે કરતે સ્નેહ થાશેજ; જેમકે કોઈ બ્રાહ્મણનો બાલક છે જેને જનોઈ થયાથી સંધ્યાવંદનાદિનો અધિકાર છે પરંતુ તેને સંધ્યાનો પ્રકાર આવડતો નથી અને સંધ્યાવંદન કરવાથી શું ફળ થાય છે. તે પણ ખબર નથી; તોપણ પિત્રાદિ ગુરુજનના ઉપદેશથી જેમ કહે તેમ કરે તો ન કરવાનાપ્રત્યવાયનો પરિહાર થાય છે, અને થોડા વખતમાં કર્મમાર્ગીયપણું પણ સિદ્ધ થાય છે; તેમજ ભકિતમાર્ગમાં પણ જેઓની ભકિતનો પ્રકાર યાદ નથી અને ભકિતનું શું ફળ છે તે પણ ખબર નથી, તેવા માણ-સોએ પણ તન્માર્ગપ્રવર્ત્તકાચાર્યે બતાવેલા પ્રકારથી પ્રભુની સેવા કરવી તેમ કરતે કરતે પ્રત્યવાય દૂર થશે અને સ્નેહાદિ ઉત્પન્ન થશે અને ઉત્તમ ભકિતનો અધિકાર પણ સિદ્ધ થશે.

પરંતુ સાધન સેવા કરવાથીજ થાય અને તે શિવાય સર્વથા થાયજ નહી.

સાધનસેવા કરનારને પણ માનસી સેવા એતો ફળ છેજ પરંતુ આગમચ બીજું ફળ પણ મળે છે. તે શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે.

## मूलम्—ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥

**સાન્વયપદાર્થઃ**—**ततः** તે (તનુજા વિત્તજા સેવા) થી **संसारदुःखस्य** (અહંતા મમતાત્મક) સંસારના દુઃખની **निवृत्तिः** શાંતિ (અને) **ब्रह्मबोधनं** બ્રહ્મનુ જ્ઞાન (એ બે અવાંતર ફલ થાય છે.)

શબ્દાર્થ—**તેથી** (તનુજા વિત્તજા સેવા કરવાથી) સંસાર (અહંતા મમતાત્મક) ના દુઃખની નિવૃત્તિ અને બ્રહ્મનો બોધ (એ બે અવાંતર ફ્લ) થાય.

ભાવાર્થ—જે સાધારણ રીતે સાધન સેવા કરતો હોય, અને હજુ માનસી સિદ્ધ ન થઇ હોય, તેને અવાંતર ફળ પણ મળે છે. તે એકે, તે સેવાથી સંસારનું દુઃખ અળગું જાય છે. અહંતા અને મમતા એજ સંસાર છે એટલે હું અને મારૂં અને એઓના ધર્મ, હુંપણું અને મારાપણું એજ સંસાર છે એટલે અજ્ઞાન છે અને દુઃખ દેનારૂં છે. આ પ્રપંચ એ કાંઇ સંસાર નહિં જાણવો કારણ કે પ્રપંચ તો બ્રહ્માત્મા છે આ વિષય ત્રીજા શ્લોકમાં લંબાણથી લખવામાં આવશે. અહંતામમતાત્મક સંસારની નિવૃત્તિ જે થાય તે અનિષ્ટની નિવૃત્તિ કહેવાય, કારણ કે અજ્ઞાન એ અનિષ્ટ પદાર્થ છે તેની નિવૃત્તિ થઇ, તો ફળ મળવાની આશા સર્જાઇ થઇ જ્યાંસુધી અજ્ઞાન હોય છે ત્યાંસુધી ફળ મળવું મુશ્કેલ રહે છે.

પ્રજ્ઞા પૌરૂષ પંડિત શ્રીપુરૂષોત્તમજી લખે છે જે અહંતા અને મમતાની નિવૃત્તિ થવી એ સાધારણ સાધન સેવા કરનાર મનુષ્યને અવાંતર ફળ છે. કારણ મુખ્યફળ તો માનસી સેવા

છે, અને કદાચ તે પણ અણુજાણ હોવાથી કોઇ વખતે સાધનમાં ભૂલ કરે તો તેથી તેની શી દશા થાય ? આ શંકા અવસર મેળવે છે. ઉત્તર—સાધનમાં ભૂલ કરે તો પણ તેની દુર્ગતિ થવાનો સંભવ નથી, એમ શ્રીકૃષ્ણ શ્રીમદ્ભગવદ્ગીતામાં અધ્યાય ૬ શ્લોક ૪૦ માં કહે છે કે—

नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

અર્થ—હે અર્જુન, કોઈ કલ્યાણ કરનાર દુષ્ટ ગતિને પામતો નથી.

ભાવાર્થ—જે કોઈ કલ્યાણનાં કાર્ય કરવામાં કમ્મર કસીને તેમાં પ્રવૃત્ત થાય છે તેને નરકાદિની યાતના હોતીજ નથી. તો ભગવદ્ભકિતમાં પ્રવૃત્ત થયેલા ભકતની ભૂલ થઈ તો દુર્ગતિનો સંભવ કયાંથી ?

શ્રીકલ્યાણરાયજી કહે છે જે, તેની નિવૃત્તિ એવી રીતે વિવૃતિમાં કહ્યું છે સંસારની નિવૃતિ સમજવી.

યોજનામાં લાલુભટજી લખે છે જે, શ્રુતિમાં તો બ્રહ્મને જે જાણે છે તે પર સુખને પામે છે. તો બ્રહ્મજ્ઞાનને બ્રહ્મ પ્રાપ્તિમાં સાધન કહ્યું છે તેમાં પ્રમાણ—

"ब्रह्मविदाप्नोति परम्"

અર્થ—જે બ્રહ્મવિદ્ બ્રહ્મને જાણે તે પરમાનંદ પામે. તો અહીં સાધન જ્ઞાન દેખાય છે માટે જ્ઞાન મેળવવા યત્ન કરવો જોઈએ તો તે જ્ઞાન વેદાંતના શ્રવણથી મનનથી અને નિદિધ્યાસથી થાય છે, અર્થાત્ જેમાં ગુરૂના લક્ષણ સઘળાં વિના શ્રમ ઝળકી રહ્યાં હોય, તેવા ગુરૂ પાસે પણ ઘણા વખત સુધી નિયમાનુસાર વેદાંત શ્રવણ કરે ત્યારપછી બ્રહ્મજ્ઞાનનો સંભવ છે. અહિં ભક્તિમાર્ગમાં એમ કહેવામાં આવ્યું જે સદા શ્રીકૃષ્ણની સેવા કરવી, તો સદા સેવા કરતાં વેદાંત શ્રવણ મનનાદિનો તો અવકાશ રહ્યો નહીં તો તેને બ્રહ્મજ્ઞાન કેમ થાય ? અને બ્રહ્મજ્ઞાન

થયા વિના આ અસાર સંસારની નિવૃત્તિ થાય નહિ, અને પર માનંદ મળે નહિ, તો આ સઘળો પ્રયાસ ફોગટ ગણાય. આ પ્રશ્નનો ઉત્તર—શ્રીકૃષ્ણની તનુજા અને વિત્તજા આ બન્ને સેવાથી સંસારની નિવૃત્તિ થાય છે. જે કે અજ્ઞાનનું કાર્ય છે. સંસાર એ અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે. જો જ્ઞાન થાય તો અજ્ઞાનની નિવૃત્તિ થાયજ અને બ્રહ્મનું જ્ઞાન પણ થાય, આમાં પ્રમાણ વચનો આગળ લખવામાં આવશે.

ટિપ્પણમાં લખે છે સાધન સેવાઓથી અનિષ્ટ સંસારની નિવૃત્તિ થાય છે; અનિષ્ટ કેમ ? તો કહે છે કે ફળનો પ્રતિબંધ કરનાર. જ્યાં સુધી અહંતા મમતા રહી આવે ત્યાં સુધી બ્રહ્મબોધ થવાનો સંભવ નથી.

આ અનિષ્ટની નિવૃત્તિ તો કહી પરંતુ ઇષ્ટની પ્રાપ્તિ કહેવી જોઇએ તે કહે છે.

## ब्रह्मबोधनम्

ભાવાર્થ—પોતાના આત્મામાં અથવા આ પ્રપંચમાં અક્ષર બ્રહ્મનું જ્ઞાન થવું એ ઇષ્ટ પ્રાપ્તિ છે જો કે ભગવત્સેવામાં લાગી રહેલા પરમભક્તને આ બન્ને પદાર્થની ઇચ્છા નથી હોતી તો પણ એ સ્વાભાવિક રીતે અનિષ્ટ નિવૃત્તિ અને ઇષ્ટ પ્રાપ્તિ થવાની રીતિ છે તે થાય છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે જે ભગવત્સેવામાં તત્પર હોય છે. તેને સંસાર નિવૃત્તિ થવાની અને ત્યાર પછી ઇષ્ટ પ્રાપ્તિ થવાની રીતિ વિષે શ્રીમદાચાર્યચરણે ભક્તિવર્ધિની ગ્રંથમાં વિચાર કર્યો છે—

**स्नेहाद्रागविनाशः स्यादासक्त्यास्याद्गृहारुचिः ।**
**गृहस्थानांबाधकत्वमनात्मत्वं च भासते ॥ ४ ॥**
**यदास्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैवहि ।**

જે ભગવાનની સેવામાંજ તત્પર છે તેને થોડા વખતમાં

ભગવાનમાં સ્નેહ થાય છે, અને ત્યાર પછી તેમાંજ આસક્તિ થાય છે, અને છેવટ તેમાંજ વ્યસન થાય છે, અને વ્યસન થયું કે તેની કૃતાર્થતા થઈ. હવે જ્યારે ભગવાનમાં સ્નેહ થયો ત્યારે તેને ઘરની માયા છૂટે છે, અને જ્યારે ભગવાનમાં આસકિત થાય છે, ત્યારે ઘરમાં અકલામણ (અરૂચિ) આવે છે. ત્યાર પછી જ્યારે વ્યસન થઈ જાય ત્યારે તો એ કૃતાર્થજ કહેવાય આજ ભકિતનો ક્રમ છે અને અંદરના ફળો પણ આ પ્રકારેથી મળે છે અને ત્યાર પછી મુખ્ય ફળ પણ યોગ્યતાનુસારે મળે છે.

લાલૂભટજી યોજનામાં લખે છે કે તનુજા અને વિત્તજા સેવા કરનારને સંસારદુઃખની નિવૃત્તિ અને બ્રહ્મનું જ્ઞાન થાય છે સંસારનું દુઃખ એ અજ્ઞાનનું કાર્ય છે. તો અજ્ઞાનના નાશથી તે પણ નષ્ટ થાય છે, અને બ્રહ્મજ્ઞાન થાય છે. આ બન્ને મુખ્ય ફળના પેટાનાં ફળ છે. આમાં પ્રમાણ--

मां च यो व्याभिचारेण भाक्तियोगेन सेवते ॥
सगुणान्समतीत्यैतान् ब्रह्मभूताय कल्पते

(ભગવાન કહે છે, જે કોઇ મારી સેવા કરે છે તે ત્રણ ગુણોને અતિક્રમણ કરી નિર્ગુણબ્રહ્મપણાને પામે છે).

આજ બાબતમાં બીજું પ્રમાણ--

इत्यच्युतांघ्रि भजतोनुवृत्त्या भाक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ॥

શ્રીમદ્‌ભગવાનના ચરણને દાસભાવથી ભજનાર જનને ભગવાન્‌માં ભકિત, સંસારમાં વિરકિત (વૈરાગ્ય) અને બ્રહ્મનું જ્ઞાન થાય છે.

આ ઉપરથી સહેલથી સિદ્ધ થાય છે જે, મુખ્ય ફળ થયા પહેલાં સંસારની નિવૃત્તિ અને બ્રહ્મજ્ઞાન આ બેય અવાંતર ફળો મળે છે.

ટિપ્પણમાં કહે છે કે સંસારની નિવૃત્તિ તે અનિષ્ટ નિવૃત્તિ તે તો કબૂલ કરીએ છીએ, પરંતુ ઈષ્ટપ્રાપ્તિમાં બ્રહ્મજ્ઞાન તે શું અને કયા

પ્રકારનું—? આ પ્રશ્નનો ઉત્તર વિવૃતિના અનુવાદ કરતી વખતે પણ દીધો છે. તો પણ ટુંકામાં અહીં દર્શાવવામાં આવે છે—

પોતાના આત્મામાં અથવા પ્રપંચમાં બ્રહ્મજ્ઞાન એટલે અક્ષરબ્રહ્માત્મકની સમજણ. અક્ષરબ્રહ્મ એ પુરૂષોત્તમનું અધિષ્ઠાન છે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ આ ગ્રંથમાંજ આવનાર છે માટે અહીં લખ્યું નથી. અક્ષરબ્રહ્મ પુરૂષોત્તમનું અધિષ્ઠાન છે તે બાબત ઉત્તરમીમાંસાના તૃતીયાધ્યાયના ત્રીજા પાદમાં સારી રીતે વેદવ્યાસે દર્શાવી છે. વળી શંકા ઉઠે છે જે, ભગવત્સેવા જ્ઞાનમાં હેતુ હોય તો તે સ્વતઃ પુરૂષાર્થ નહિ કહેવાય? ઉત્તર—પ્રથમ કહ્યું કે બ્રહ્મજ્ઞાન તે આ સેવાનું મુખ્ય ફળ નથી એમ લખતે લખતે કલમની ટોચ પણ બૂઠી થઈ ગઈ તો પણ શંકા કરનારને શરમ આવતી નથી; અથવા યોગ્ય છે શંકા કરનારને શરમ ક્યાંજ હોય?

### वादी भद्रं न पश्यति

(વાદ કરનાર સારી વાત નજરમાં લાવેજ નહીં) તો ઠીક છે સેવાનું મુખ્યફળ તો પ્રેમલક્ષણાસેવાજ છે અને અવાંતર ફળ આ પણ થાય છે. તે સેવા કરવાથીજ થાય તેમ નથી પરંતુ એક આત્મસમર્પણ થતેજ થાય છે શ્રવણ દર્શનાદિક બ્રહ્મજ્ઞાન પછી ઉત્તમ પ્રકારના બને છે શ્રવણ દર્શન, અને સ્નેહ એ ત્રણ એકઠા મળવાથી શ્રવણભક્તિ સિદ્ધ બને છે તો બ્રહ્મના જ્ઞાન વગર સ્નેહ કેમાં બંધાય? બ્રહ્મના જ્ઞાન વગર કોનું દર્શન કરે? બ્રહ્મજ્ઞાન વગર કોનું સ્મરણ કરે? એજ વિચાર કરતાં નવે ભક્તિઓમાં બ્રહ્મજ્ઞાન હોય છે. માટે તે મુખ્ય ફળ ન કહેવાય—નારદપંચરાત્રમાં ભકિતનું આ લક્ષણ કરવામાં આવ્યું છે જે (ભગવાનનું માહાત્મ્યજ્ઞાન થયા પછી સદૃઢ, સહુથી અધિક જે સ્નેહ તેજ ભકિત) તો મુખ્ય, મહામહિમનો મહિમા જાણ્યા પછી ભકિત કહેવાય.

આ શ્લોકનો ટુંકામાં સારાંશ કે કરૂણા વરૂણાલય (સાગર)

શ્રીકૃષ્ણમાં ચિત્તનું પરોવાઈ રહેવું તે માનસી સેવા અને તે માનસી સેવાની સાધનરૂપ તનુજા, અને વિત્તજા સેવા છે. માટે પહેલે તેનો અભ્યાસ કરવો. સાધન સેવાનું મુખ્ય ફળતો માનસી સેવા છે, અને અવાંતર બીજું પણ ફળ થાય છે તે એ કે દેહગેહાદિમાં અહંતા અને મમતા છૂટે; અને પોતામાં તથા આ પ્રપંચમાં અક્ષરબ્રહ્મનો બોધ થાય. ॥૨॥

मूलम्—परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानंदकं बृहत् ॥
द्विरूपं तद्धि सर्वं स्यादेकं तस्माद्विलक्षणम् ॥३॥

સાન્વયપદાર્થઃ—હિ જે હેતુ માટે (શ્રુતિ સ્મૃતિ વગેરેમાં શ્રીકૃષ્ણનેજ પૂર્ણાનંદ કહેલા છે માટે) परं પર ब्रह्म બ્રહ્મ तु તો कृष्णः કૃષ્ણ (છે અને) सच्चिदानंदकं સત ચિત અને આનંદ જેમાં થોડાક છે અર્થાત જેનો આનંદ ગણી શકાય છે એવું बृहत् અક્ષર બ્રહ્મ (છે અને) तत् તે (અક્ષરબ્રહ્મ) हि નિશ્ચયે કરીને एकं એક सर्वं સર્વ જગતરૂપ (અને એક) तस्मात् તે (જગતરૂપ)થી विलक्षणं બીજું (જ્ઞાની લોકોને ઉપાસના કરવા યોગ્ય એમ) द्विरूपं બે રૂપવાળું (માનેલું છે.)

શબ્દાર્થ—જે હેતુ માટે શ્રુતિસ્મૃતિ વિગેરેમાં શ્રીકૃષ્ણનેજ પૂર્ણાનંદ કહેલા છે માટે પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણજ છે અને સત ચિત અને આનંદ જેમાં થોડાક છે અર્થાત જેનો આનંદ ગણી શકાય છે એવું અક્ષરબ્રહ્મ છે અને અક્ષરબ્રહ્મ તે નિશ્ચય એક રીતે એક સર્વ જગતરૂપ અને એક તેથી વિલક્ષણ એટલે જ્ઞાની લોકોને ઉપાસના કરવા યોગ્ય એમ બે રૂપવાળું માનેલું છે.

વિવેચન—પહેલે કહ્યું જે સાધનસેવા કરવાથી અહંતા મમતાત્મક સંસાર સંબંધી દુઃખ અળગું જાય, અને પોતાના આત્મામાં અથવા આ પ્રપંચમાં અક્ષરબ્રહ્માત્મકપણું જાણવામાં આવે; અહિં આ શંકા ઉપજે છે, જે અક્ષરબ્રહ્મ એજ પરબ્રહ્મ કે કેમ ?

ઉત્તર--ના પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણ છે તેજ શ્રીમદાચાર્ય નિર્ણય કરે છે,

'परं ब्रह्मतु कृष्णोहि'

અર્થ—પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણ છે.

ભાવાર્થ—એટલે જીવ અથવા અક્ષર તે પરબ્રહ્મ ન જાણવા પરબ્રહ્મ તો તેજ શ્રીકૃષ્ણ જેને યશોદાજીએ લાડ લડાવ્યા છે. એ સૂચવવા શ્રીકૃષ્ણ એ મૂલ નામ કહ્યું છે. કૃષ્ણ આ શબ્દમાંથી પણ એવો અર્થ થઈ શકે છે જેમ કે—

कृषिर्भूवाचकः शब्दोणश्च निर्वृतिवाचकः ।
तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ (શ્રુતિ)

(અર્થ—કૃષ આ ભૂવાચક છે. અને ણ એ આનંદવાચક છે સદ્ અને આનંદ મળીને સદાનંદ અને સચ્ચિદાનંદ પણ કહેવાય તેજ પરબ્રહ્મ છે જે કે કૃષ્ણ પદવાચ્ય છે.)

આ ગોપાલતાપિની ઉપનિષદ્‌ની ટીકામાં શ્રુતિ છે. ગોપાલતાપિનીના પ્રારંભની તો આ શ્રુતિ છે—

ॐ सच्चिदानंदरूपाय कृष्णायाऽक्लिष्टकर्मणे ।
नमोवेदांतवेद्याय गुरुवे बुद्धिसाक्षिणे ॥ १ ॥

આનો અર્થ કરતી વખતે શ્રીનારાયણ પંડિતે કૃષિર્ભૂવાચક એ શ્રુતિ લખી છે. અને તેમ પંડિતવર શ્રીવિશ્વેશ્વરે પણ આધિક અનુવાદ કીધો છે પરંતુ કંઠરવથી તે શ્રુતિ લખી નથી આ ગોપાલતાપિનીના બે ભાગ છે પૂર્વભાગ તથા ઉત્તરભાગ, આની ત્રણ ટીકા છે એક તો શ્રીનારાયણકૃત, તથા બીજી શ્રીવિશ્વેશ્વરકૃત તથા ત્રીજી શ્રીજીવગોસ્વામિકૃત આનું નામ આથર્વણોપનિષદ્ પણ છે આમાં શ્રીકૃષ્ણની ભક્તિના પ્રકારો છે આ ઉપરથી એ સિદ્ધ થાય છે જે શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ કહેવાય અને તેજ ગોપાલ તાપિની ઉપનિષદ્‌માં—

गोपवेशमभ्राभं तरुणं कल्पद्रुमाश्रितम् ॥ १२ ॥

ગોપવેશને ધારણ કરે છે અબ્ભ્રાભ છે, અબ જલને ભરી રાખનાર જે સમુદ્ર તેના જેવા છે એટલે સમુદ્રના જેવા શ્યામ છે. અથવા સમુદ્ર સમાન અપાર છે અથવા જલને ધારણ કરનાર અભ્ભ્ર મેઘ તેના જેવા શ્યામ છે અને તરૂણ છે એટલે જરાદિ દોષ રહિત છે અથવા નવયૌવનશાલી છે કલ્પદ્રુમ એટલે વેદ કારણ કે જે મનોરથ હોય તે દેનાર વેદ છે; તે વેદોએ જેનો આશ્રય કીધો છે અર્થાત્ વેદ પ્રતિપાદ્ય, એવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. ઉપનિષદ્‌માં આવો ઇતિહાસ છે જે સનકાદિમુનિમંડલી બ્રહ્માની પાસે ગઈ અને તેણે પુછ્યું જે, પરમ દેવ કોણ ? કોનાથી મોત પણ ડરે ? કોને જાણવાથી આ સઘળું જાણવામાં આવે ? કોણે આ સઘળું ઉત્પન્ન કીધું છે ? ઈત્યાદિ પ્રશ્નોના ઉત્તરમાં શ્રીકૃષ્ણ એ પરમદેવ છે ઈત્યાદિ કહી આ શ્રીકૃષ્ણનું સ્વરૂપ દર્શાવ્યું ત્યાંની શ્રુતિ છે એ પ્રકારે અનેક શ્રુતિ છે. તેજ ઉપનિષદ્‌માં—

**गोपवेशोमे पुरुषः पुरस्तादाविर्बभूव ॥ पू. २७**

( બ્રહ્મા સનકાદિકને કહે છે કે મેં સ્તુતિ કરી ત્યારે યોગ નિદ્રાથી ભગવાન્ ઉઠયા અને ગોપના વેશમાં પરબ્રહ્મ પ્રકટ થયા આ શ્રુતિએ ઉપરથી ખુલ્લું સિદ્ધ થાય છે, જે પરબ્રહ્મ કૃષ્ણજ છે. તેમ આ બાબતમાં બીજા પણ પ્રમાણ—

**'कृष्णस्तु भगवान् स्वयम्'**

( કૃષ્ણ એ પૂર્ણપુરૂષોત્તમ છે, ) અને વધારે શું એ ગોપાલતાપિની ઉપનિષદ્‌ના નામથી સિદ્ધ થાય છે. જે ગોપાલ શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ છે, તેમ બીજી શ્રુતિમાં પણ છે જે અક્ષર થકી પર, જીવાત્માથી પર તે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે.

પુરૂષોત્તમ અક્ષરથી જુદા છે એ તો નિર્વિવાદ છે કારણ કે ભગવદ્‌ગીતામાં અધ્યાય ૧૫ શ્લોક ૧૭-૧૮

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥**
**योलोकत्रय माविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

**यस्मात्क्षरमतीतोऽहं अक्षरादपिचोत्तमः।**
**अतोस्मिलोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥**

અર્થ–ઉત્તમ પુરૂષ બીજા છે. જે ક્ષર અને અક્ષર એથી જુદા છે. જેને પરમાત્મા કહે છે. જે ત્રણ લોકમાં વ્યાપી ભરણ પોષણ કરે છે અવિનાશી છે અને સઘળાને શાસન કરનાર છે ॥ ૧૭ ॥ પહેલા કહ્યા સ્વભાવથી, ક્ષર અને અક્ષરથી જુદા અને એઓથી ઉત્તમ; માટે લોકમાં ( સ્મૃતિમાં ) અને વેદમાં પુરૂષોત્તમ આ નામથી પ્રસિદ્ધ છું (છે).

ભાવાર્થ–પૂર્વશ્લોકમાં કહ્યું જે લોકમાં બે પુરૂષ પ્રસિદ્ધ છે. જે કે એક ક્ષર અને બીજો અક્ષર છે. તએોમાં ક્ષર એ સર્વ ભૂતમાત્ર જડવર્ગ–અને અક્ષર એ ચેતન જીવ, જે કે કૂટસ્થ કહેવાય છે. આ બેયથી જુદા પુરૂષોત્તમ છે. જેઓને પરમાત્મા કહે છે. વેદમાં પણ પુરૂષોત્તમ ઉત્તમ પુરૂષ પરબ્રહ્મ એવો વ્યવહાર એમનોજ છે જેમકે શ્રુતિમાં––

**'परं ज्योति रूपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते सउत्तमः पुरुषः'**

( જે કે પર તેજ છે પોતાની મેળે પોતાના સ્વરૂપ જે પ્રકટ કરે છે અને પછી પાછું તિરોધાન કરે છે, તે ઉત્તમ પુરૂષ કહેવાય ) આ શ્રુતિ શ્રીકૃષ્ણનું વર્ણન કરે છે. શ્રીરામાનુજ વિરચિત ગીતાભાષ્ય **परंब्रह्म परंधाम** આના વ્યાખ્યાનમાં તથા यस्मात्क्षरमतीतोहं શ્લોકના વ્યાખ્યાનમાં વ્યવહૃત છે અને શ્રી પુરૂષોત્તમજીએ પણ પ્રકાશમાં પ્રકાશિત કરેલું છે. તેમજ––

**परं ब्रह्म परंधाम पवित्रं परमं भवान**

અર્જુન કહે છે. પરબ્રહ્મ તમે છો, પરતેજ તમે છો, પરમ પવિત્ર તમે છો ઈત્યાદિ પ્રમાણ વચન પરંપરાથી સિદ્ધ થાય છે જે શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ છે. અક્ષર છે તે પરબ્રહ્મ ન કહેવાય.

પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. એ વાત સિદ્ધ છે તેમાં પ્રમાણ પહેલે પણ લખવામાં આવ્યાં છે અને આ ગણ પ્રમાણ છે. ગોપાલ તાપિની પૂર્વ ભાગમાં મંત્ર ૧૦

परब्रह्मैवतत् यो ध्यायाति रसाति (रसयति) भजति सोऽमृतो भवाति सोऽमृतो भवाति ॥ १ ॥

અર્થ-શ્રીકૃષ્ણ, ગોપીજનવલ્લભ તેજ પરબ્રહ્મ છે. તેનું જે ધ્યાન કરે છે, તેના મંત્રનો જે જપ કરે છે, તેની જે ભક્ત કરે છે. તે મરણ ભયથી છૂટે છે અને મોક્ષને મેળવે છે. ) આ વચનપરથી પણ સિદ્ધ થયું અને ગીતા વચનોથી પણ એ સિદ્ધ થાય છે. જે પુરૂષોત્તમ એ સૌથી પર છે તેથી પર બીજું કોઇ નથી એટલે પરબ્રહ્મ તો તે છે. અક્ષર એ બ્રહ્મ છે પણ પર વિશેષ નથી દેવામાં આવતું જેમકે—

मतः परतरं नान्यत् किंचिदस्ति धनंजय।

અર્થ—( હે અર્જુન મારાથી કાંઇપણ પર નથી. સર્વથી પર હું છું. ) માટે જે પરબ્રહ્મ તે શ્રીકૃષ્ણ છે. માટે તેનીજ સેવા કરવી જોઇએ.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી લખે છે જે-

वृष्णीनां वासुदेवोऽस्मि (गीता १०-३७)

( યાદવોમાં જે વૃષ્ણિકુલ છે તેમાં વાસુદેવ તે હું છું ) આ વિભૂતિઅધ્યાયમાં છે. તો વાસુદેવ એ વિભૂતિ છે. એ પૂર્ણ પુરૂષોત્તમ નથી તેમજ—

रामकृष्णावीति भुवो भगवानहरद्भरम्।

( રામકૃષ્ણ એ નામના ભગવાને ભૂમિનો ભાર ઉતાર્યો ) ઇત્યાદિ વચનોમાં જેનું વર્ણન છે તે પરબ્રહ્મ નહિં તેતો અક્ષરબ્રહ્મ સમજવા પરબ્રહ્મ તો તેજ જે કે શ્રીયશોદાજીએ જેને લાડ લડાવ્યાં છે જે ગોપવેશ ધારણ કરનાર છે. માટે, ગોપાલતાપિની એવી ઉપનિષદ્ છે જો તે મુખ્ય ન હોતે તો યાદવતાપિની ઉપનિષદ્ એવી સંજ્ઞા રાખતે અને ગોપવેશથી આવિર્ભાવ પણ ન લેતે.

ટિપ્પણમાં પણ લખવામાં આવ્યું છે જે જેનું પ્રપંચમાં

અને સ્વાત્મામાં ભાન છે તે પુરૂષોત્તમ નહીં પરંતુ તે અક્ષર બ્રહ્મ છે.

વિવૃતિમાં શ્રીવિઠ્ઠલેશ પ્રભુ આજ્ઞા કરે છે જે અક્ષરબ્રહ્મ પુરૂષોત્તમથી જુદા છે કારણ કે કેટલા અક્ષરબ્રહ્મના આનંદ ધર્મ ગણિત છે અને પુરૂષોત્તમના આનંદ ધર્મ અગણિત છે, મૂલમાં પણ શ્રીમદાચાર્ય ચરણ પ્રતિપાદન કરે છે.

सच्चिदानंदकं बृहत् ॥

અર્થ--(ગણિત) સત ચિત અને આનંદાત્મક જે બ્રહ્મ તે અક્ષરબ્રહ્મ છે.

ભાવાર્થ--સતચિત્ અને આનંદ એ ત્રણ ભગવાનના ધર્મ છે. આ ત્રણે પ્રકટ જેમાં છે તે અક્ષરબ્રહ્મ કહેવાય, અને અક્ષરબ્રહ્માત્મક પ્રપંચ સઘળો છે, માટે સતચિત અને આનંદ આ ત્રણે ધર્મ છે. પણ આટલો વિચાર કરવો પડે છે જે જડ પદાર્થમાં તો સદ્ અંશ માત્ર છે- સત એટલે સત્તા ( છે પણું ) ત્રણે કાલમાં સત્તા એજ સત્યપણું અને બીજા બે ધર્મ જે ચિત અને આનંદ તિરોહિત છે એટલે જડ પદાર્થમાં પ્રત્યક્ષ દેખાતા નથી, જડ તે પંચમહાભૂતાદિ ચૈતન્ય વગરનું સઘળું. તેમ જીવમાં સત અને ચિત આ બેય ધર્મ પ્રકટ છે અને આનંદમાત્ર તિરોહિત છે ચિત તે ચેતન, જ્ઞાન, બુદ્ધિવાળાપણુ તો જીવ, સત છે અને ચિત્ છે. પરમાત્મામાં સચ્ચિદાનંદ એ ત્રણે ધર્મ છે. અક્ષરબ્રહ્મમાં અને શ્રીપુરૂષોત્તમમાં આ ત્રણે ધર્મ રહે છે પરંતુ ભેદ આટલોજ છે કે અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે. અને પુરૂષોત્તમ અગણિતાનંદ છે. અક્ષરબ્રહ્મના આનંદની ગણતી થઇ શકે છે પરંતુ પુરૂષોત્તમના પરમાનંદની ગણતી થઇ શકતી નથી; પુરૂષોત્તમમાં અક્ષરબ્રહ્મમાં આજ માત્ર ભેદ છે. જે એક અગણિતાનંદ અને બીજા ગણિતાનંદ છે.

પ્રભુ પ્રસાદ પ્રતિપન્ન પ્રજ્ઞ શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં શંકા લખે છે. અને વિવૃતિથી ઉત્તર મેળવે છે. અક્ષરબ્રહ્મ અને શ્રી-

કૃષ્ણુ બેયના વિષયમાં શ્રુતિ અભેદનું પ્રતિપાદન કરે છે. અને સમાનતા પણુ દેખાડે છે. તો કયા વિશેષ ધર્મથી શ્રીકૃષ્ણુ અને અક્ષરબ્રહ્મ ભિન્ન સમજવાં? જેમ કે ગોપાલતાપિની ઉપનિષદ્‌ની પ્રથમ શ્રુતિ શ્રીકૃષ્ણનું વર્ણન કરે છે.

**सच्चिदानंदरूपाय कृष्णायाऽक्लिष्टकर्मणे ॥**

અર્થ—(સદ્‌, ચિત્‌, અને આનંદ એજ છે સ્વરૂપ જેનું અને દુઃખને દૂર કરનાર. શ્રીકૃષ્ણને (નમન કરૂં છું)

ભાવાર્થ—આ શ્રુતિમાં જે શ્રીકૃષ્ણનું વર્ણન છે ને અક્ષરના વર્ણન જેવું છે કારણુ અક્ષરબ્રહ્મમાં પણુ સચ્ચિદાનંદરૂપપણું છે. અને તેમ શ્રુતિ પણ પ્રતિપાદન કરે છે જેમકે તૈત્તિરીયોપનિષદ્‌ના બીજા અધ્યાયના પ્રથમાનુવાકમાં--

**'सत्यं ज्ञानमनंतं ब्रह्म'**

અર્થ—આ શ્રુતિમાં સત્ય, જ્ઞાન અને અનંત એ ત્રણુ વિશેષણુ છે, અને તેઓનું વિશેષ્ય બ્રહ્મ છે, પરસ્પર નિરપેક્ષ વિશેષણોનો માત્ર વિશેષ્યનીજ સાથે સંબંધ હોય છે. વિશેષણોનો પરસ્પર સંબંધ હોતો નથી. તો "સત્ય, અનંત એવું જે જ્ઞાન તે બ્રહ્મ" એવો અર્થ કરવાની જરૂર નથી, પરંતુ સત્ય તે બ્રહ્મ-જ્ઞાન તે બ્રહ્મ અને અનંત તે બ્રહ્મ એવો અર્થ કરવો જોઇએ. હવે સત્ય તે ત્રણે કાલમાં અબાધ્ય, અને તેથી બીજુ તે અસત્ય જે પ્રથમ નથી અને મધ્યમાં છે (એવો પ્રત્યય) અને અંતમાં નથી તે અસત્ય. તો બ્રહ્મ સત્ય છે, સદા સત્તાશાળી છે. જ્ઞાન ઘન પણુ બ્રહ્મ છે. અર્થાત્ ચૈતન્યશાલી અનંત પણુ તેજ છે જેની ઇયત્તા (આટલામાંજ છે એવા પરિમાણુશાલિતા) નથી અર્થાત્ ભૂમા છે, વ્યાપક છે, સુખરૂપ છે, આનંદઘન છે.

**"यो वै भूमा तत्सुखं"**

જે ભૂમા છે તે સુખમય છે, સર્વવ્યાપક છે, તે આનંદમય છે.

આ શ્રુતિમાં અક્ષરબ્રહ્મનું વર્ણન કર્યું છે અને ત્રણુ વિશે-

પણુથી સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે પણ સિદ્ધ કરવામાં આવ્યું છે; તો પહેલાં ગોપાલતાપિનીની શ્રુતિ લખી હતી તેમાં **શ્રીકૃષ્ણનું વર્ણન હતું અને આ અક્ષરબ્રહ્મનું વર્ણન છે.**

આ બન્નેમાં વિશેષ જાણવો જોઇએ. કારણ કે શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદ રૂપ છે અને અક્ષરબ્રહ્મ પણ સચ્ચિદાનંદરૂપ છે. તો શ્રીકૃષ્ણ તે અક્ષરબ્રહ્મ કેમ નહી? આ પ્રશ્નનો ઉત્તર—શ્રી કૃષ્ણ એ પૂર્ણ પુરૂષોત્તમ છે. માટે અક્ષરબ્રહ્મ તેથી ન્યૂન છે. જો કે પુરૂષોત્તમમાં પણ સચ્ચિદાનંદ છે, તેથી તે વિષે પણ શંકા સમય મેળવે છે પરન્તુ તેમ નથી અક્ષરબ્રહ્મને વાસ્તે સચ્ચિદાનંદકં એવો શબ્દ લખવામાં આવ્યો છે "ક"નો અર્થ નકલ કરવી એવો થાય છે. અથવા, અલ્પ એ પણ અર્થ થાય છે અથવા તેનાથી ન્યૂન એ પણ અર્થ થાય છે, અથવા વખોડવા જેવો એવો પણ અર્થ થાય છે આ 'ક' પ્રત્યય છે અને એના ઉપર લખ્યા તેવા અર્થો થાય છે. તે માંહેલો અર્થ અહિં શ્રીપુરૂષોત્તમજીએ 'નકલ કરવી' એ લીધો છે, શ્રીલાલુભટજીએ 'અલ્પ' એ લીધો છે, શ્રીગોકુલનાથજીએ 'વખોડવા લાયક' એ લીધો છે. ટિપ્પણીમાં 'ન્યૂન' એ અર્થ લીધેલો છે શ્રીકલ્યાણરાયજીએ 'પૂર્વોક્ત' અર્થ લીધો છે આ બધા અર્થોનો ભાવાર્થ એકજ છે જે પુરૂષોત્તમથી અક્ષરબ્રહ્મ ન્યૂન છે કારણ કે પુરૂષોત્તમ અગણિતાનંદ છે, અને અક્ષરબ્રહ્મના આનંદની ગણના થઇ શકે છે માટે તેટલીજ હીનતા છે. અહિ શંકા આવે જે આનંદની ગણના કોણે કરી છે? તો તે ભગવાનના નિશ્વાસભૂત બ્રહ્મરૂપ વેદે કરી છે. તૈત્તિરીયોપનિષદ્માં તથા બૃહદારણ્યકોપનિષદ્માં આનંદની ગણતરી કરી છે. તૈત્તિરીય ઉપનિષદ્ અધ્યાય ૨ અનુવાક ૮

**सैषानंदस्य मीमांसा भवति**

અર્થ—આનંદનો વિચાર છે અહિંથી ૧ પ્રારંભ કરીને

**तेये शतं प्रजापते रानंदाः स एको ब्रह्मण आनंदः ॥**

અહિં સુધીમાં સઘળા આનંદની ગણતી કરી છે. મૂલ ગ્રંથ લ-

ખવાથી ગ્રંથ વિસ્તાર વધારે થાય માટે તેનો ભાષામાં મતલબ લીધો છે.

આનંદ એક અસાધારણ પદાર્થ છે, સઘળા પ્રયત્નો તેને વાસ્તે છે. આ જગત્માં ઉત્પન્ન થયેલાં સઘળાં પ્રાણી જન્મથી આનંદનેજ ઇચ્છે છે, તે આનંદ બે પ્રકારનો છે. એક લૌકિક, અને બીજો અલૌકિક, એટલે એક લોકસંબંધી અજ્ઞાનથી માનેલો અને બીજો ઇશ્વર સંબંધી અખંડ ભાસમાન છે.

હવે તે લૌકિક અલૌકિકની ગણતી કરી દર્શાવે છે.

સાધારણ મનુષ્યને જે આનંદ થાય છે તેથી સોગણો આનંદ આ સમગ્ર પૃથ્વીના રાજાને અર્થાત્ 'સાર્વભૌમ'ને થાય છે તે સાર્વભૌમ પણ સારી રીતે વેદાદિક ભણેલો, શાસન કરવાની શક્તિ ધરાવનાર, ધૈર્યવાલો, બલવાન, સદાચારમાં રહેનાર અને જુવાન હોય ત્યારે તે આનંદનો ઉપયોગ લીએ છે. આ આનંદને માનુષ્યાનંદ કહે છે. આ માનુષ્યાનંદથી સોગણો આનંદ મનુષ્ય ગંધર્વને હોય છે અને મનુષ્ય ગંધર્વના આનંદથી સોગણો આનંદ દેવતાના ગંધર્વોને હોય છે. જેની એક જાતિ છે અને તેને ગંધર્વજ કહે છે, જે કે સ્વર્ગની વેશ્યા અપ્સરાની સાથે રહેનારા હોય છે. દેવગંધર્વના આનંદથીજ સોગણો આનંદ પિતૃલોકને હોય છે; જે કે સદા તે લોકમાં રહેનાર છે. જેમ દેવલોક છે તેમ પિતૃલોક પણ છે. અને ત્યાં તે પણ એક જાતિ છે. જે જાતિમાં મળેલાનો પૂર્વજ એવો વ્યવહાર કરાય છે, તે પિતૃલોક કરતાં સોગણો આનંદ, શ્રોતસ્માર્ત્ત કર્મથી દેવ બન્યા હોય તે તેઓને ઉપજે છે. તેઓમાં પણ સ્માર્ત્ત કર્મથી દેવ થયા હોય તે કરતાં વૈદિક કર્મથી દેવ થયા હોય તેને વધારે આનંદ થાય છે. અને આ બન્ને બનેલા દેવ કરતાં સ્વભાવથી દેવતા હોય છે તેઓને સો ગુણો આનંદ વધારે હોય છે. તે તે દેવો કરતાં તેઓના સ્વામી જે ઇંદ્ર તેને સોગણો આનંદ થાય છે. ઇંદ્રના આનંદથી સોગણો આનંદ તેના ગુરૂ જે બૃહસ્પતિ તેને થાય

છે અને બૃહસ્પતિના કરતાં સોગણો આનંદ જગત્‌ને ઉત્પન્ન કરનાર બ્રહ્માને થાય છે, અને બ્રહ્માના આનંદથી સોગણો આનંદ અક્ષરબ્રહ્મને રહે છે. આ આનંદની ગણુતી છે.

અક્ષરબ્રહ્મના આનંદની ગણુતી થઇ પણ પૂર્ણબ્રહ્મ જે પુરૂષોત્તમ તેના આનંદની ગણુતી થતી નથી. માટે એ ઉત્તમ કહેવાય છે એ પૂર્ણબ્રહ્મ કહેવાય છે આજ પ્રકારે બૃહદારણ્યકમાં અધ્યાય ૬ બ્રાહ્મણ ૩ અને મંત્ર ૩૩ માં આનંદની મીમાંસા કરી છે. ત્યાં કહ્યું છે કે:—

‘ये शतं प्रजापति लोके आनंदाः स एको ब्रह्मलोक आनंदः’

જે પ્રજાપતિ લોકમાં આનંદ છે તેથી સોગણો આનંદ અક્ષરબ્રહ્મના લોકમાં છે. પહેલેમાં અને આમાં ફેર એજ કે તેમાં અક્ષરબ્રહ્મનો આનંદ કહ્યો હતો આમાં કહ્યું જે તેના લોકમાં આનંદ અર્થાત્ તેમાં તે આનંદ તો સિદ્ધજ થયો. માત્ર આ અંશ વધારે જે પુરૂષોત્તમનુ તે આધિષ્ટાન છે. તૈત્તિરીયઉપનિષદ્‌માં પહેલે આનંદમીમાંસા લખ્યા પછી નવમાનુવાકમાં પુરૂષોત્તમના આનંદની મીમાંસા કરતી વખતે લખે છે કે—

‘यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह’

અર્થ—મનની સાથે વાણી જેને નહિં પહોંચી અને પાછી ફરે છે.

ભાવાર્થ—પૂર્ણ પુરૂષોત્તમનુ આ વર્ણન છે જે અપરિચ્છિન્ન છે મન વાણીથી જેનું વર્ણન થઇ શકતું નથી અર્થાત્ અપરિચ્છિન્ન આનંદરૂપ છે.

હવે અક્ષરબ્રહ્મ અને પુરૂષોત્તમનું સરખું રૂપ છે. એટલે આનંદાત્મક છે તો પણ અક્ષર અને પુરૂષોત્તમમાં કાંઇ ભેદ છે. તે બ્રહ્મ મીમાંસામાં अदृश्यत्वाधिकरणमां વિસ્તારથી લખવામાં આવ્યું છે. તે પરથી જાણવું, યદ્યપિ અક્ષરબ્રહ્મ અને પુરૂષોત્તમનો અભેદ પણ કહેવાય છે. તે અભેદનો અર્થ એ નહિ કે ભેદનો

અભાવ, કિંતુ ભેદ વિરૂદ્ધ સંપદ્રૂપ કરવો; જેમ અમિત્ર શબ્દ છે જેનો અર્થ એવો નથી જે મિત્રનો અભાવ, પણ આવો કરવો જોઇએ જે મિત્ર વિરૂદ્ધ સંપદ્ અર્થાત્ શત્રુ. આ ઉપરથી તાદાત્મ્ય અભેદ છે એ સિદ્ધ થયું અને આ પણ સિદ્ધ થયું જે પુરૂષોત્તમથી અક્ષરબ્રહ્મ ન્યૂન છે.

ટિપ્પણમાં કહે છે કે સત્ ચિત્ આનંદ એ ત્રણે ભગવાનના ધર્મ છે અને તે ધર્મો આ પ્રપંચમાં દેખાય છે. તો આ પ્રપંચ બ્રહ્માત્મક છે, હવે આ પ્રપંચ જે બ્રહ્માત્મક છે, તે અક્ષરબ્રહ્માત્મક જાણવો, કારણ કે અક્ષરબ્રહ્મમાંથી ઉત્પન્ન થયો છે, તેજ સચ્ચિદાનંદ એ અક્ષરના ધર્મ આમાં છે ત્યારે આ એક શંકા ઉપજે છે જે સર્વ સ્થાનમાં સચ્ચિદાનંદ કેમ સ્પષ્ટ દેખાતાં નથી ? તો જડમાં માત્ર સદંશ દેખાય છે. અને ચિદાનંદ તિરોહિત છે અને જીવમાં સચ્ચિદ્ આ બે ધર્મ દેખાય છે અને આનંદ એ એક અંશ તિરોહિત થયો છે. અને અંતર્યામિમાં આ ત્રણે ધર્મ છે તે સદા સચ્ચિદાનંદપુરૂષ છે.

વિવૃત્તિમાં શ્રીવિઠ્ઠલેશપ્રભુ લખે છે જે શ્રીકૃષ્ણ શબ્દથી પુર્ણપુરૂષોત્તમના સ્વરૂપનું નિરૂપણ થયું હવે અક્ષરબ્રહ્મનું નિરૂપણ શ્રીમદાચાર્ય કરે છે. द्विरूपं तद्धि सर्वं स्यात् एकं तस्मा द्विलक्षणम् અક્ષર બ્રહ્મમય પ્રપંચ છે તેથી અક્ષર બ્રહ્મનુ આ પણ એક રૂપ જાણવું. અને બીજું રૂપ આ પ્રપંચનાથી વિલક્ષણ એટલે જેનું શ્રુતિ પ્રતિપાદન કરે છે. જેની જ્ઞાની ઉપાસના કરે. જે જ્ઞાનિજનોનુ મુક્તિસ્થાન છે. જે પુરૂષોત્તમનું અધિષ્ઠાન છે. આ સઘળાં પ્રપંચથી વિશેષ લક્ષણ હોવાથી વિલક્ષણ કહેવામાં આવ્યું છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે જે પૂર્વોક્ત કારિકાથી પૂર્ણપુરૂષોત્તમનુ પ્રતિપાદન કર્યું, જે કે મુખ્ય પ્રતિપાદ્ય છે. અને હવે અવાંતર પ્રતિપાદનીય અક્ષરબ્રહ્મનુ પ્રતિપાદન કરે છે. અક્ષર બ્રહ્મ દ્વિરૂપ છે. એક તો સર્વાત્મક અને બીજું એથી

વિલક્ષણ, જે ગાર્ગીબ્રાહ્મણાદિ ઉપનિષદ્ ભાગમાં પ્રસિદ્ધ છે, જેનો સારાંશ કે હે ગાર્ગી તે અક્ષરબ્રહ્મ અદૃશ્ય છે, અગ્રાહ્ય છે, અસ્થૂલ છે તે અનણુ છે, અને તે અદૃશ્ય છે આ સઘળું અક્ષરબ્રહ્મનું વર્ણન શ્રુતિમાં છે. તેમજ "अक्षरं ब्रह्म परमं" ઇત્યાદિ સ્મૃતિમાં પણ છે. તો શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત અક્ષર બે પ્રકારના સમજવા.

વિવૃતિમાં કહ્યું જે પુરૂષોત્તમનું અધિષ્ઠાન અક્ષરબ્રહ્મ છે. તેમાં પ્રમાણ—

**तदक्षरे परमे व्योमन्**

અર્થ--તે પૂર્ણબ્રહ્મ વ્યાપ્ત અક્ષરબ્રહ્મમાં રહે છે. ચરણાદિ વ્યવહાર પણ વેદમાં છે વિસ્તાર ભયથી અહિં દર્શાવવામાં આવતો નથી.

યોજનામાં લાલૂભટજી પણ પૂર્વાનુસારી અર્થ લખે છે જે-

**सत्यं ज्ञानमनंतं ब्रह्म**

આ જેનું વર્ણન શ્રુતિ કરે છે તે અક્ષરબ્રહ્મ. આ પણ તૈત્તિરીયોપનિષદ્‌ની શ્રુતિ છે અને,

**योवेद निहितं गुहायाम्**

અર્થ--જે હૃદયરૂપ અથવા બુદ્ધિ ગુફામાં રહે છે તે અક્ષર જાણવા. તેમજ કહ્યું છે કે—

**सत्यं ज्ञान मनंतं यद् ब्रह्मज्योतिः सनातनम्।** (ભાગવત)

**तदाहुरक्षरं ब्रह्म** (ભાગવત) **तद्धाम परमं मम ॥** (ગીતા)

અર્થ--જે સત્ય, જ્ઞાનનો વિષય છે. સદા તેજોમય છે, તેજ અક્ષરબ્રહ્મ છે. એમ કહે છે અને તે મારૂં ( ભગવાનનું ) રહેવાનું ધામ છે આ અક્ષરબ્રહ્મનું ખુલ્લું વર્ણન છે. આથી એ સિદ્ધ થાય છે કે અક્ષરબ્રહ્મ પુરૂષોત્તમનું અધિષ્ઠાન છે. જેમાં રહે તે અધિષ્ઠાન કહેવાય અને જે રહેનાર છે તે અધિષ્ઠાતા કહેવાય, જેમકે લાકડામાં અગ્નિ રહે છે તો લાકડું અગ્નિનું

અધિષ્ઠાન કહેવાય ને અગ્નિ અધિષ્ઠાતા કહેવાય છે.

વિવૃતિમાં શ્રી વિઠ્ઠલનાથજી લખે છે. જે અક્ષર બ્રહ્મના બે રૂપ કહ્યાં અને તે એક બીજાથી વિરૂદ્ધ પણ કહ્યાં તેથી ભેદ ન સમજવો જોઇએ, કેમકે પદાર્થ જૂદી જૂદી જાતના હોય તો ભેદ મનાય છે; તો પણ આ બ્રહ્મ વિષયમાં ભેદ ન માનવો જોઈએ કારણ કે વિરૂદ્ધધર્માશ્રય પણ બ્રહ્મજ છે અને તેથી વિરૂદ્ધધર્મો બ્રહ્મમાં રહે છે. એ પ્રમાણથી સિદ્ધ થઈ શકે છે. દ્વૈતાપત્તિની શંકા લાવવાની જરૂર નથી અને વિરૂદ્ધધર્મો પણ બ્રહ્મમાંજ પ્રતિપાદિત છે.

### 'तदेजति तन्नैजति

અર્થ—તે અક્ષરબ્રહ્મ કંપે છે. અને તે અક્ષરબ્રહ્મ કંપતા નથી આ પ્રત્યક્ષ વિરૂદ્ધધર્મ છે. પરંતુ અલૌકિક બ્રહ્મ વિષય છે માટે તેમાં તેવો વિચાર પહોંચે નહિં, લોકમાં વિરોધ આવે અને કલ્પના થાય છે; પરંતુ અલૌકિક બ્રહ્મમાં વિરોધની સંભાવના પણ થઈ શકતી નથી. આ સઘળો વિષય બ્રહ્મસૂત્ર ભાષ્યમાં સારી રીતે સિદ્ધ કરવામાં આવ્યો છે માટે વધારે જિજ્ઞાસા તે વડે પૂરી કરવી.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે જેનાં બે રૂપ હોય અને એકબીજામાં તફાવત હોય, ત્યારે ભેદ સિદ્ધ થાય છે. તે ભેદ કેવળ રૂપનો નહિ પણ તે રૂપવાળા પદાર્થોનો પણ સિદ્ધ થાય છે, તેથી અહિં બ્રહ્મમાં પણ દ્વૈતાપત્તિ આવશે તેનું સમાધાન એજ કે લૌકિક વિષયમાં એ વાત ઘટે છે; પરંતુ અલૌકિક બ્રહ્મમાં કાંઈ એ વાત સંભવતી નથી; કારણ કે શ્રુતિ તેનુંજ વર્ણન કરે છે. લોક વિરોધ છે કાંઈ શ્રુતિ વિરોધ નથી. વળી એક શંકા આવે છે કે, જ્યારે શ્રુતિમાં વિરોધ આવે ત્યારે મીમાંસા તેની વ્યવસ્થા કરે છે અને આવા સ્થાનમાં તે શ્રુતિને સ્તુતિપર લગાડવામાં આવે છે, અથવા ઉપચારપર લગાડવામાં આવે છે; તો તેમ અહિં તો નથી? એ શંકાના ઉત્તરમાં લખે છે જે આ બા-

બતનો નિર્ણય તો બ્રહ્મસૂત્ર ભાષ્યમાં કરેલો છે, માટે તે શ્રુતિ સ્તાવક છે અથવા ઉપચાર કરનારી છે એવી કલ્પના નહિં કરવી.

ટિપ્પણુમાં લખે છે જે પુરૂષોત્તમનું તો પ્રતિપાદન શ્રીકૃષ્ણ એ નામમાત્રથીજ થયું પણ અક્ષરબ્રહ્મનું નિરૂપણ અવશિષ્ટ રહી ગયું તે અવશ્ય કર્ત્તવ્ય જાણી કારિકાર્દ્ધથી કરે છે બીજો સઘળો અર્થ—વિવૃતિ પ્રકાશ સમાન છે માત્ર ભેદનો અર્થ વિરોધ લખે છે.

શ્રીગોકુલનાથજી ટીકામાં લખે છે વિરૂદ્ધધર્મથી જે ભેદ દેખાય છે તે વિરૂદ્ધધર્મ એ જે પ્રપંચમાં દૃશ્યત્વ છે, અને વ્યવહાર્યત્વ આદિ અનેક ગુણ છે અને અક્ષર અદૃશ્યત્વાદિનો નિષેધ છે માટે વિરૂદ્ધ ધર્મશાળી પદાર્થ કેમ એકજ સમજવા જોઇએ? જવાબમાં લખે છે વિરૂદ્ધ ધર્મ પ્રતિપાદન કરનારી શ્રુતિ છે માટે તે સ્વીકાર કરવામાં કાંઈ પણ અડચણ નથી તેમ જો સ્વીકાર નહિં કરીએ તો શ્રુતિમાં અપ્રમાણિકપણું આવશે, અને એટલુંજ નહી પણ બ્રહ્મનું પ્રતિપાદન માત્ર વેદથીજ થાય છે તો તે વેદવચનો પરજ અપ્રમાણપણું તો પ્રતિપાદનજ શાનું? માટે વિરૂદ્ધ ધર્મ છે, એજ માનવું ઉચિત છે.

આ શ્લોકનો ટુંકામાં સારાંશ કે પૂર્ણપુરૂષોત્તમ સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ છે. અક્ષરબ્રહ્મ એક સઘળા પ્રપંચાત્મક અને બીજુ રૂપ આથી જુદું પુરૂષોત્તમનું અધિષ્ઠાન જ્ઞાનીને ઉપાસના કરવા યોગ્ય અને મુક્તિનું સ્થાન, તેજ આ કારિકામાં પુરૂષોત્તમનું તથા અક્ષરનું સ્વરૂપ કહ્યું છે. ૩

આ શ્લોકમાં અક્ષરબ્રહ્મનું તથા પુરૂષોત્તમનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે ચોથા શ્લોકમાં પ્રપંચરૂપ અક્ષરબ્રહ્મના વિષયમાં અનેક પ્રકારના મતો દેખાડવામાં આવે છે; કારણ કે તે મતો જાણ્યા પછી સ્વમત સારી રીતે જાણી શકાશે, અને તે મતોને પરસ્પર વિરોધનો પણ પરિહાર કરવામાં આવશે; આ આશય ધારીને શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે.

# मूलम्—अपरं तत्र पूर्वस्मिन्वादिनो बहुधा जगुः
# मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेति नैकधा ॥४॥

**सान्वयपदार्थः**--**तत्र** તે **पूर्वस्मिन्** પેહેલાં કહેલાં પ્રપંચરૂપી બ્રહ્મ વિષે **वादिनः** વિવાદ કરનારા લોકો **अपरं** બીજા ( વેદના મતથી ભિન્ન ) મતને **बहुधा** ઘણા પ્રકારે **जगुः** કહે છે ( તે એવી રીતે કે ) **मायिकं** (માયાવાદીઓ) માયાનું બનાવેલું (કહે છે અને) **सगुणं** (સાંખ્ય મતવાળાઓ) ગુણોનું કાર્ય છે (એમ કહે છે અને) **कार्यं** (નૈયાયિક લોકો દ્વયણુ ત્ર્યણુકાદિ ક્રમે કરીને ઇશ્વરનું) બનાવેલું છે (એમ કહે છે તેમજ) **स्वतंत्रं** (મીમાંસક લોકો તો) સદા આવુંને આવું જ છે **च** અને (તેથી બીજા બૌધ માધ્યમિક, વૈભાષિક, સૌત્રાંતિક, આર્હત, ચાર્વાક અથવા લોકાયતિક, વામ અને શાક્ત વિગેરે વેદથી બહિર્મતવાળા લોકો તો પોતાની મરજી માફક કહે છે) **इति** એ રીતે **एकधा** એક પ્રકારે **न** નહિં (કહેતાં:અનેક પ્રકારે કહે છે.)

અર્થ—વેદ મતથી બીજા મતોમાં આ અક્ષરબ્રહ્માત્મક પ્રપંચને, કોઈ વાદી માયિક કહે છે. [માયાવાદી] કોઈ ગુણોનું કાર્ય છે એમ કહે છે, [સાંખ્ય] કોઇ ઇશ્વરનું કાર્ય છે એમ કહે છે, [નૈયાયિક] કોઇ સ્વતંત્ર એટલે આવુંને આવુંજ છે એમ કથે છે, [મીમાંસક] અને તે શિવાય વેદબાહ્ય મતો, બૌદ્ધ, જૈન, ચાર્વાક આદિ પોત પોતાની મરજી માફક કહે છે.

ભાવાર્થ—શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે કે વિરોધ પરિહાર કરવાને ને તે તે મત પ્રવર્ત્તકોના નામ લખવામાં આવ્યાં છે, અને વિરોધ તો દેખીતો આવે છે જેમ કે શ્રીનૃસિંહતાપિનીમાં લખે છે જે—

**एषाऽविद्या जगत्सर्वं**

અર્થ—આ જગત સઘળું અવિદ્યા છે, આ વાકયના આધારથી માયાવાદ આવે છે તેમજ--

**यस्तंतुनाभइव तंतुभिः प्रधानजैः स्वभावतः इति**

અર્થ—જેમ કરોળિઓ પોતાની લાળવતી ઘર બનાવે છે અને પોતાની મરજી પ્રમાણે તેમાં રમે છે અને પછી એ લાળ પાછો ગળી જાય છે તેમ આ જગત્ ઈશ્વર પોતામાંથી બનાવે છે અને તેમાં રમે છે, અને અંતે સંહાર કરે છે, એટલે પોતામાં સમાવી લે છે. માટે સઘળું અક્ષર બ્રહ્મમય છે—આ સત્કાર્યવાદી સાંખ્ય આદિનો મત છે. આવો અનેક મતોનો પરસ્પર વિરોધ આવે છે માટે તે દૂર કરવાને સારૂ તે તે મતો ચલાવનાર નામની સાથે શ્રીગુસાંઇજી વિવૃતિમાં લખે છે. ઘણું સંક્ષેપથી લખવામાં આવ્યું છે; નહિં તો ગ્રંથ વિસ્તાર બહુ થઈ જાય.

યોજનામાં લાલૂભટજી લખે છે કે—

આ પંચમહાભૂતાત્મક પ્રપંચ બ્રહ્મમય છે; એમ કહેવું અયોગ્ય છે કારણ કે પાંચ ભૌતિક પ્રપંચનો નાશ અને ઉત્પત્તિ જોવામાં આવે છે અને બ્રહ્મની ઉત્પત્તિ તથા નાશનો સંભવ નથી કારણ કે બ્રહ્મ અજ છે; (જન્મ જેનો નહી) અને અવિનાશી છે, તો આ પ્રપંચ બ્રહ્મમય નથી કિંતુ માયાથી મનાયો છે માટે માયિક માનવો જોઇએ. આવી રીતે કેટલાએક વાદી માને છે. પણ તેમની આ ઉક્તિ ઉપરઉપરથી રમણીય છે, વાસ્તવિક રીતે તપાસીએ તો આ સઘળું બ્રહ્મમય છે. તેમાં કાંઇપણ સંદેહ કરવાનો અવસર નથી; કારણ કે આ પ્રપંચ સઘળો બ્રહ્માત્મક છે એમ પ્રતિપાદન કરનારી શ્રુતિઓ ઘણી છે, અને ભક્તિમાર્ગ પ્રવર્તક ભગવાન્ વ્યાસમુનિ પણ વેદાંતસૂત્રમાં આ સિદ્ધ કરે છે. કે પ્રપંચ બ્રહ્માત્મક છે. તે માંહેલી કેટલીક શ્રુતિ તથા સૂત્ર અહિં લખવામાં આવે છે.

**सहैतानावास**

અર્થ—તે આ સઘળા સાથે થયા.

ભાવાર્થ—કોઇ સમય પરબ્રહ્મને રમણ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેણે વિચાર કર્યો જે એકલાથી રમાય નહિ.

'तस्मादेकाकी न रमते सद्वितीय मैच्छत्'

અર્થ—એકલાથી રમાય નહી માટે તેણે રમવાસારૂ બીજાની ઇચ્છા કરી અને સઘળું પોતામાંથી ઉત્પન્ન કર્યું એટલે સ્વયં થયા. આ બૃહદારણ્યકની શ્રુતિથી સ્પષ્ટ જાણવામાં આવે છે જે જગત્ બ્રહ્માત્મક છે તેમજ—

आत्मानं स्वय मकुरुत

અર્થ—આત્મરૂપ આ જગત્‌ને બ્રહ્મે ઉત્પન્ન કર્યું છે. તેમજ બીજી પણ શ્રુતિ—

एतदात्म्य मिदं सर्वं

અર્થ—આ સઘળું આ પરબ્રહ્મ સંબંધી છે. આ ઉપરથી પણ એજ સિદ્ધ થાય છે જે આ પ્રપંચ બ્રહ્માત્મક છે તેમ બીજી પણ શ્રુતિ—

यदयमात्मा तत्सत्यं

અર્થ—જે આ આત્મા છે તે સત્ય છે. તેમ બીજી પણ શ્રુતિ—

सर्वं खल्विदं ब्रह्म

અર્થ—સઘળું આ બ્રહ્મ છે. અર્થાત્ અક્ષરબ્રહ્માત્મક આ પ્રપંચ છે.

तज्जलान् इति

અર્થ—તે બ્રહ્મથી આ પ્રપંચ ઉત્પન્ન થયો અને તેમાંજ લીન થાય છે અને તેજ વિશ્વંભર આની રક્ષા કરે છે.

આ બધી શ્રુતિ બ્રહ્માત્મક પ્રપંચ છે અને સત્ય છે એમ સિદ્ધ કરે છે જેથી માયિક છે એમ કહેવું કોઇપણ શ્રુતિને આધારે હશે ? અને જેમ આ શ્રુતિઓનો ઉત્તાનઅર્થ જગત્‌નું સત્યપણું કરી આપે છે, તેમજ શ્રુતિઓનું લાપન થવું જોઇએ આ ઉપર લખી શ્રુતિઓનો અર્થ વાકતાંડવથી ન કરવાનું કારણ

એજ કે આ સંપ્રદાયનો અકિલષ્ટ સિદ્ધાંત સઘળી શ્રુતિઓમાં નિકળે છે. જેમ આ શ્રુતિઓથી સિદ્ધ થાય છે તેમ બ્રહ્મ મીમાંસામાં પણ સ્પષ્ટ આમજ જોવામાં આવે છે જે જગત્ મિથ્યા નથી. અને સત્ય છે જેમ કે–

सत्वाच्चावरस्य अ. २ पा. १ सू १६

અર્થ--અવર જે આ પ્રપંચ છે તેનું ત્રણે લોકમાં રહેવું છે માટે સત્ય છે અને બ્રહ્માત્મક છે.

તેમાં પ્રમાણભૂત શ્રુતિ—

सदेव सौम्ये दमग्रआसीत्

અર્થ—હે સૌમ્ય આ બ્રહ્મરૂપ જગત પહેલે સત્યરૂપ હતું એટલે બ્રહ્મમાં લીન હતું અને વર્તમાનકાલમાં પણ—

यदिदं किंच तत्सत्यं

અર્થ—જે આ કાંઇ છે તે સત્ય છે. આ ઉપરથી પણ સ્પષ્ટ જણાય છે. જે આ પ્રપંચ બ્રહ્મરૂપ છે અને પ્રલય સમયમાં બ્રહ્મમાંજ લીન થશે. માટે ત્રણેય કાલમાં સત્ય સમજવો આ સૂત્ર મિથ્યાવાદિને જોવામાં આવ્યું નહિ હોય ? જો જોવામાં આવતું તો પૂર્વ સૂત્રમાં પાઠ ન બદલાવતે અને મિથ્યાવાદ ન કરતે. તેમ આ સૂત્ર પછીના સૂત્રમાં પણ જગત્ સત્ય છે એજ સિદ્ધ કરે છે.

असद्व्यपदेशान्नेति चेद्धर्मांतरेण वाक्य शेषात् अ. २-१-१७

આ સૂત્ર સત્કાર્યવાદ પ્રતિપાદક છે, સત્કાર્ય એટલે આ જગત્રૂપ જે બ્રહ્મનું કાર્ય છે તે સત્ય છે.

અર્થ--પહેલાં ત્યાંના વ્યાખ્યાનમાં લખવામાં આવ્યું જે આ જગત્ સત્ય છે કારણ કે ત્રણે કાલમાં આની સત્તા રહે છે. આજ વિષયમાં એક શ્રુતિ લખવામાં આવી જેનો અર્થ આ છે જે, આ જગત આગળ સદ્રૂપ હતું જે આ કાંઈ દેખાય છે તે

સત્યજ છે. આ શ્રુતિમાં સંદેહ થાય છે, કારણ કે "આ જગત સત્ય પહેલે હતું" એ પ્રતિજ્ઞા પહેલાં એ તો જાણવું જોઇએ કે પહેલાં જગત હતું કે નહોતું એ તો પ્રથમ સિદ્ધ કરવું જોઇએ જો પહેલાં જગતની સત્તા ન હોય તો પછે સત્યત્વ શાનુ ? આ સંદેહ દૂર કરવાને સૂત્ર લખવામાં આવ્યું છે.

આ પહેલાં અસત હતું એમ શ્રુતિમાં કહ્યું છે માટે આ જગત સત્ય છે એમ ન સમજવું. જેમકે—

'असद्वा इदमग्र आसीत्'

અર્થ—પહેલે લખ્યો છે. આ શ્રુતિથી એમ ન સમજવું જોઇએ કે પહેલાં જગત અસત્ય હતું કારણ કે એક બીજા ધર્મથી હતું એટલે આ જગત પહેલે નહિં એમ કહેવું નથી ઘટતું, પણ એક બીજા ધર્મથી હતું તે એ ધર્મ, કે વિસ્તારથી પ્રકટ નહિં હતું તે પછે વિસ્તારવાળું થયું. આ ઉપરથી એમ કાંઇ સિદ્ધ થતું નથી જે જગત પહેલાં નહિં હતું; અને બીજું પણ શ્રુતિના કહેવામાં આવ્યું કે 'આ જગત પહેલાં અસત્ય હતું' આ સત્ય દેખાય છે તે પહેલાં અસત્ય હતું અને હવે સત્ય છે આ કહેવું બનતું નથી માટે એમજ માનવું જોઇએ જે આ જગત પહેલાં અવ્યાકૃત હતું એટલે નામરૂપ સુદ્ધાં બ્રહ્મમાં લીન હતું અને પછે વિસ્તાર પૂર્વક પ્રકટ થયું છે. આ ઉપરથી આમ નથી કહી શકાતું જે પહેલાં સૂક્ષ્મરૂપે હોય અને પછે પ્રકટ દેખાય તે અસત્ય કહેવાય કારણ કે તેમાં પ્રત્યક્ષ બાધ આવે છે.

पटवच्च अ० २–१–१९

અર્થ—જેમ સંકેલેલો કપડાનો તાકો હોય અને પછે તેજ તાકાને ખોલે ત્યારે કપડાનો વિસ્તાર જોવામાં આવે છે, તો ત્યાં એમ સમજવું જોઇએ કે પહેલે એજ કપડું સંકોચથી હતું અને હવે પછે પ્રસારણ થવાથી લાંબું દેખાય છે. પરંતુ કાંઈ કપડું ન હતું એમ નહિં કહી શકાય, તેમ આ જગત પણ પહેલાં બ્રહ્મમાં સંકોચથી રહેલું હતું અને હાલમાં તે વિસ્તારથી જોવા-

માં આવે છે. પરંતુ જગત્ તેનુ તેજ; તો આ પદાર્થને આવિર્ભાવ અને તિરોભાવ, એવી સંજ્ઞા દેવામાં આવી છે. આવિર્ભાવની વખતે તો સઘળું વિસ્તૃત ફેલાયલું રહે છે, અને તિરોભાની વખતે સંકુચિત થઇ બ્રહ્મમાં રહે છે. જેમ કપડાનો તાકો! આ બાબત પર ઉપર લખી ચુકયા છીએ માટે ફરી લખવાની જરૂર નથી. આ પરથી એ સિદ્ધ થાય છે જે આ જગત્ માયિક નથી એટલે મિથ્યા નથી કિંતુ સત્ય છે. કારણ કે જો અસત્ય હોય તો દેખાવું ન જોઇએ, અર્થાત્ બુદ્ધિનો વિષય ન થવું જોઇએ. તેથી આ જગત્નો અભાવ નથી એમ સમજવું. આ વિષય ભક્તિમાર્ગાબુજમાર્તંડ ભગવાન સૂત્રકાર લખે છે જે—

**નાऽभाव उपलब्धेः અ૦ ૨ પા૦ ૨ સૂ૦ ૨૮**

અર્થ—આ જગત્નો અભાવ નથી કારણ કે ઉપલબ્ધિ થાય છે, એટલે બુદ્ધિનો વિષય છે.

ભાવાર્થ—જે જે પદાર્થનો બુદ્ધિ અનુભવ કરે અને તે તેજ રૂપમાં રહે તો તેને અસત્ય ન સમજવો જોઇએ. યદ્યપિ સ્વપ્નમાં અનેક પદાર્થનું ગ્રહણ બુદ્ધિ કરે છે. પરંતુ તે પદાર્થો તેજ રૂપમાં રહેતા નથી. સ્વપ્નથી જાગ્યા પછી તે માંહેલું કાંઇ જોવામાં આવતું નથી. અથવા તેજ વખતે બીજા સ્વપ્નમાં પણ તેજ નથી દેખાતું, અને આ જગત્ના પદાર્થ તો તેજ રૂપમાં દેખાશે. જેમ કોઇને વર્ષ પહેલાં થાંભલો જોવામાં આવ્યો હોય અને પાછો બીજી વખતે જુએ તો તેને થાંભલો જ કહેશે તેને કાંઇ બીજું નહિં કહે, તો સ્વપ્નનો દૃષ્ટાંત, અથવા ઇંદ્રજાલનો દૃષ્ટાંત દઇ શકાતો નથી; કારણ કે સ્વપ્નમાં તથા ઇંદ્રજાલમાં તેને તે પદાર્થ તેજ રૂપમાં નથી દેખાતો, માટે જગત્ સત્ય છે, અને અવિકૃતપરિણામવાદ આ સંપ્રદાયમાં છે. અવિકૃત પરિણામનો અર્થ એજ છે જે કારણથી કાર્ય બન્યું હોય તે પાછું પૂર્વભાવ ને પહોંચે. જેમ સુવર્ણમાંથી કટકકુંડલાદિ બને છે અને પછે જ્યારે કર્ત્તાની ઇચ્છા હોય ત્યારે પાછું કટકકુંડલાદિ આકાર

તિરોહિત કરી દીએ છે, તેમ આ જગત્ પણ જાણવું. બ્રહ્મમાંથી બન્યું છે, બ્રહ્મરૂપ છે, અને અંતે અવ્યાકૃત બ્રહ્મરૂપ થઈ જશે. માટે આ અવિકૃતપરિણામવાદ છે. આથી વિરૂદ્ધ પરિણામ વાદ છે. જેમ દૂધનો વિકાર અથવા પરિણામ દહીં થાય છે તે દહીં પાછું દૂધ નથી થઈ શકતું. માટે તે પરિણામ વાદ છે. અને વ્યાસાચાર્યનો આ મત છે. જે માટે બ્રહ્મમીમાંસામાં પ્રથમાધ્યાયના પ્રથમ પાદના સૂત્ર ૨૬ માં દર્શાવ્યો છે. આ પ્રમાણે વિચાર કરીએ છીએ તો એજ સિદ્ધિ સૌધપર ધ્વજા માફક સિદ્ધાંત દેખાય છે. આવું કહેવું કેમજ બને ? જે ઇશ્વરમાંથી જગત્ બન્યું પરંતુ અસત્ય છે, મિથ્યા છે, ભ્રાંતિ છે, માયક, ઇંદ્રજાલ જેવું છે, સ્વપ્ન જેવું છે, ‘ કારણના ગુણો કાર્યમાં આવે ’ આ ન્યાય છે. જેમકે લાલ તંતુઓથી બનેલો પટ (કપડું) લાલ થશે અને પીળા તંતુઓથી બનેલો પટ પીળો થશે, તો જો બ્રહ્મ અસત્ય હોય, જો બ્રહ્મ મિથ્યા હોય, જો બ્રહ્મ એ ભ્રાંતિ હોય, તો બેશક તેમ બોલવું પ્રામાણિક ગણાય પરંતુ તેમ તો છેજ નહિ અને બ્રહ્મ અસત્ય છે. એમ કહેનાર કોઈ આસ્તિક દર્શનનો અનુયાયી છેજ નહિ; તો પછે જગતમાં અસત્યત્વવાદ કયાંથી લાવે છે ? તે વાદીનેજ પૂછવું એમ હું આપ લોકોને ભલામણ આપું છું–કદાચિત વાદી તરફથી આ શંકા થાય કે જગત્ સત્ય છે તો તેની સત્તા ત્રણે કાલમાં હોવી જોઈએ કારણ કે જે પદાર્થ સત્ય છે. તે ત્રણે કાલમાં સત્તાશાલી છે તેમ જગત્ દેખાતું નથી પ્રત્યક્ષમાં પણ નાશ ને ઉત્પત્તિ જોવામાં આવે છે જો સત્ય છે; તો નાશ ન થવો જાઇએ, અને ઉત્પત્તિ પણ ન થવી જોઇએ, તો નાશ ને ઉત્પત્તિ આ જગતની જોવામાં આવે છે. માટે જગત્ અસત્ય છે. ઉત્તર—જે પદાર્થ સત્ય તે ત્રણે કાલમાં સત્તાશાલી હોય છે આ વાતને અમે મલતા છીએ. અને આ જગત્ તેવું છે. ત્રણે કાલમાં સત્તાશાલી છે તો નાશ ને ઉત્પત્તિ દેખાય છે તે ભ્રાંતિ છે કારણ કે તેઓનુ નામ આવિર્ભાવ અને તિરોભાવ છે. ને ઉત્પત્તિ જોવામાં આવે છે તે આવિર્ભાવ અને જે નાશ

જોવામાં આવે છે તેજ તિરોભાવ. તો આ બન્ને પદાર્થથી સિદ્ધ થાય છે જે જગત્ સત્ય છે અને નિત્ય છે. આવિર્ભાવ તિરોભાવને વાસ્તે બીજે ઘણે સ્થળે પ્રતિપાદન કરવામાં આવેલું છે માટે અહિં વિસ્તાર કર્યો નથી. વળી એક શંકા ઉત્પન્ન થાય છે કે છાન્દોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે કે વાણીના અવલંબને વાસ્તે વિકાર રૂપ નામ છે. પરમાર્થથી તો કાંઈ વિકાર નથી આજ તાત્પર્યની શ્રુતિ—

'वाचारंभणं विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम्'

અર્થ—વાણી માત્રને આલંબન કરીને રહેલો વિકાર એ નામ છે, ઘડો, માટલી, કોડીયાં ઇત્યાદિ, પરંતુ વિકાર એ કાંઇ પદાર્થ બીજો નથી. ને સત્ય નથી સત્ય તો મૃત્તિકા (માટીજ) છે.

ભાવાર્થ—શ્વેતકેતુ અને એના પિતા આરૂણિનો ઇતિહાસ છે. શ્વેતકેતુ ગુરૂને ત્યાં બાર વરસનો થઈ ભણવા ગયો હતો. તેને ચોવીસ વરસ થયાં એટલે બાર વરસ સુધી ગુરૂ કુલમાં રહી બ્રહ્મચર્ય વ્રત પાળીને વિદ્યાભ્યાસ કર્યો, તેમાં ચાર વેદ ભણ્યો અને પછી ઘેર આવ્યો, તે વખતે એમ સમજતો હતો જે હું હવે ભણી ચુકયો છું, તેથી મનમાં કાંઇ શેખી રાખતો હતો. ત્યારે તેના પિતાજીએ પૂછ્યું જે, હે શ્વેતકેતો ? તું ભણવાનો ઘમંડી રાખે છે, અને અવિનયવાન્ દેખાય છે, તે તું ગુરૂ પાસેથી એવી શી વિદ્યા શીખી આવ્યો છે ? જેથી આવો ફાંકો રાખે છે; શું તું બ્રહ્મ વિષયક પ્રશ્ન કરી ગુરૂ પાસેથી તત્ત્વ જાણીને આવ્યો છે ? કે જે જાણવાથી જે ના સાંભળેલું હોય તે સાંભળેલા જેવું કામ દે, અને જે ન જાણ્યું હોય તે જાણ્યું જણાય. ત્યારે શ્વેતકેતુયે પોતાના પિતાને કહ્યું કે હે ભગવન ! તે આદેશ શો ? અને કેવી રીતનો, ત્યારે તેના પિતાનુ આ કહેવું છે જે—

'यथा सौम्येकेन मृत्पिंडेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम्' ॥ ४ ॥

અર્થ--હે સૌમ્ય! જેમ એક માટીના પિંડાને જાણુવાથી ત માટીમાંથી ઉત્પન્ન થયેલા સઘળા પદાર્થો જાણુવામાં આવે છે. વાણીને આશ્રય આપનાર આ જે વિકાર તે નામ માત્ર છે. પરંતુ સત્ય પદાર્થ તો માટીજ છે. આ માયાવાદી સંમત અર્થ છે. આ પરથી એમ સિદ્ધ કરે છે જે આ જગત્ સઘળું અસત્ય છે. પરંતુ શિષ્ટ સંમત આ અર્થ નથી, કારણુ કે બીજી શ્રુતિનો વિરોધ આવે છે, અને સૂત્રનો પણુ વિરોધ આવે છે, તેથી સૂત્ર સંમત અર્થ કરવો જોઇએ. અણુભાષ્યમાં તથા પ્રકાશમાં દ્વિતીયાધ્યાય પ્રથમ પાદ સૂત્ર ૧૪ ના વ્યાખ્યાનમાં સારી રીતે લખવામાં આવ્યું છે, જે પરથી સાફ સિદ્ધ થાય છે જે જગત્ સત્ય છે, અને વાચારંભણુ શ્રુતિનો પણુ યથોચિત અવિરૂદ્ધ અર્થ કરવામાં આવ્યો છે; સૂત્રકારે પણુ તેજ સૂત્રમાં અર્થ કર્યો છે.

**તદનન્યત્વમારંભણ શદ્બાદિભ્યઃ ॥ ૨–૧–૧૪**

અર્થ--આરંભણુ શબ્દથી-તથા ઇતિ શબ્દથી તથા નામધેય શબ્દથી એમ સિદ્ધ થાય છે જે પ્રપંચ બ્રહ્મથી જુદો નથી.

ભાવાર્થ—જો પ્રપંચ મિથ્યા હોય તો બ્રહ્મ કેનું કારણુ કહેવાય? આકાશના પુષ્પનો વેલો શોધીએ તો મળેજ નહીં, અને શોધવો એજ ભૂલ ભરેલી વાત છે. તેમ જો જગત્ મિથ્યા છે, શબ્દ માત્રથીજ તેનો વ્યવહાર થાય છે તો તેનું કારણુ કોણુ છે? કોઇજ નથી. તેમ આ જગતનું પણુ કારણુ બ્રહ્મને જાણુવા અને જો કદાચિત્ માયાવાદી આ વાતનો સ્વીકાર કરી લીએ તો યતો વા ઇમાનિ આ શ્રુતિમાં જે સૃષ્ટિનો ક્રમ કહ્યો છે, અને બ્રહ્મને કારણુ કહેલા છે. તે શ્રુતિઓ સઘળી મિથ્યા થશે અને શ્રુતિનો અપલાપ ઠરશે. તેથી આતો વાદીને પણુ કબૂલ કરવું પડે છે. જે આ સઘળાનું કારણુ બ્રહ્મ છે. જો કારણુ માને છે તો જગત્નું મિથ્યાપણું તો મિથ્યાજ છે. કારણુ કે જેવું કારણુ હોય તેવું કાર્ય થાય છે. અને કારણુથી કાર્ય ભિન્ન નથી હોતું માટે આ વાચારંભણુ શ્રુતિ પણુ મિથ્યાત્વ પ્રતિપાદન નથી કરતી પણુ

આતો કાર્ય કારણનો ભેદ નથી એ સિદ્ધ કરે છે. અને સૂત્રકાર પણ એજ કહે છે કે વાણીનો આશ્રય જે વિકાર છે તે કારણજ છે જૂદા જૂદા નામથી વ્યવહાર તે કારણરૂપ મૃત્તિકાનોજ છે, અને તે સત્યજ છે. તેથી આ પ્રપંચ પણ સત્ય સમજવો. જો શ્રુતિને મિથ્યાત્વ સિદ્ધ કરવું હતું તો ઇતિ શબ્દ લખવાનું શું કામ હતું ? તેથી મિથ્યા ન જાણતાં સત્ય સમજવું અને કારણથી કાર્ય જૂદું ન સમજવું, એવો અભિપ્રાય શ્રુતિનો તથા સૂત્રનો છે.

આ બાબતમાં બીજી કોટી થઈ શકે છે. જેમકે માટીનો વિકાર એ ઘડો છે એમ આ પ્રપંચમાં બ્રહ્મના વિકારપણું છે કે નથી ? ઉત્તર—ના. પ્રપંચમાં બ્રહ્મના વિકારપણું નથી કારણ કે આ સિદ્ધાંતમાં અવિકૃતપરિણામવાદનો સ્વીકાર છે. અર્થાત્ જેનો પરિણામમાં વિકાર હોય છે તેવા વાદનો સ્વીકાર નથી જેમ દૂધનો વિકાર એ દહિં છે આ વિકૃતપરિણામવાદ કહેવાય કારણ કે દૂધનો વિકાર દહીં તે વિકારનો વિકારજ રહેવાનો ફરી કોઈ કાળે તેમાંથી દૂધ થવાનું નથી. માટે એ વિકૃતપરિણામ કહેવાય છે અને આ પ્રપંચ અને બ્રહ્મ એ અવિકૃતપરિણામ શાલી માનેલ છે. જે કાર્ય ફરી પૂર્વભાવને પામે એટલે કારણપણાને પામે તે અવિકૃતપરિણામ કહેવાય. જેમ સોનાનાં કડાં સાંકળાં કરનારની ઈચ્છા સુધી તો કડાં સાંકળાં રહે છે પરંતુ જ્યારે તેની પાછી કારણભાવના કરે ત્યારે કેવળ વિના આકારથી સોનાપણાને પ્રાપ્ત થાય છે. તેમ આ બ્રહ્મમાંથી પ્રપંચ સઘળો ઉત્પન્ન થયો છે અને જ્યારે બ્રહ્મની ઇચ્છા સંહાર કરવાની થશે ત્યારે પોતામાં સઘળું લીન કરશે, અથવા સચ્ચિદાનંદના પ્રાદુર્ભાવથી પણ પૂર્વભાવને પ્રાપ્ત થાય છે, માટે આ અવિકૃત પરિણામ વાદ છે. વળી જે આ જગત્ માયિક છે એમ કહેનાર વાદીનેજ પૂછવું જોઇએ ‘આ શું અસત્ય છે અને જણાય છે’? (સત્ય જણાય છે) જેમ શુક્તિમાં ‘(છીપમાં) રૂપુ’ છીપમાં રૂપુ નથી તો પણ અજ્ઞાનીની નજરમાં રૂપુ છે એમ ભાસે છે.

તેમ આ સઘળું જગત્ બ્રહ્મમાં છે એમ ભાસે છે, અર્થાત્ આ ભ્રાન્તિ છે, આવી રીતે કહેનારને પૂછવું જોઇએ જે ‘ આંખનો વિષય જ્યારે છીપ થાશે ત્યારે તેના ચળકાટ પરથી રૂપાની ભ્રાન્તિ થાશે. છીપ દેખાયા વિના રૂપાની ભ્રાન્તિ થવાની રીત નહિં. તેમ આ બ્રહ્મના વિષયમાં બનતુ નથી, કારણ કે બ્રહ્મ ઇંદ્રિયનો વિષય નથી એટલે એ બ્રહ્મને આંખો જોઈ શકતી નથી, તો ભ્રાન્તિ ક્યાંથી થાશે ? વિના અધિષ્ઠાન પ્રત્યક્ષ થયે ભ્રમ થવાની રીતિ નથી. તો પ્રકૃતમાં બ્રહ્મ પરોક્ષ છે. માટે બ્રહ્માધિષ્ઠાનક ભ્રમની સંભાવના પણ થતી નથી. આ એક બાબત થઈ અને બીજી પણ આ બાબત પૂછવી જોઇએ કે ‘ ભ્રમ થવામાં સરખાઇ કારણ હોય છે ’ જેમ છીપમાં એ ચળકાટ છે અને રૂપામાં પણ તેવો ચળકાટ છે અર્થાત સરખાવટ છે તો છીપમાં રૂપાનો ભ્રમ થાય છે, પણ છીપમાં હાથી ઘોડાનો કાં ભ્રમ થતો નથી ? કારણ કે તેઓનું સરખાપણું નથી. તેમ તમારા મતમાં તો જગત્માં અને બ્રહ્મમાં કોઇ અંશનુ સમાનપણું તો છે નહી ? ત્યારે ભ્રમજ કેમ થશે, અને જે પદાર્થનો ભ્રમ થાય તે પદાર્થ સાચો ક્યાંય પણ જોયેલો હોવો જોઇએ ત્યારે પછી બીજા પદાર્થમાં એટલે અસત્યમાં ભ્રમ થાય; જેણે જનમથી રૂપુ જોયું નથી અને એમ જાણતો પણ નથી કે રૂપુ એ ચળકતી સફેત કોઈ ચીજ છે. તેવા પુરૂષને છીપમાં રૂપાનો ભ્રમ થશે નહિં. તેમ આ જગત્ પહેલાં કોઇ ખરૂં જગત્ જોયેલું હોવું જોઇએ. જેના સંસ્કારથી આ ખોટું જગત્ છે; તો પણ ભ્રાન્તિ થાય છે. આના ઉત્તરને વાસ્તે સારો વિચાર કરવો જોઇશે.

પહેલી શંકાને વાસ્તે કદાચિત્ વાદી તરફથી કહેવામાં આવે જે અધિષ્ઠાન ન પ્રત્યક્ષ છતાં, અને સરખાવટ ન છતાં પણ કોઇ કોઇ ઠેકાણે ભ્રમ થાય છે જેમ ‘ આ આકાશ કાળું છે ’ આ ભ્રમ અજ્ઞાની જનને થાય છે તેમ બ્રહ્મમાં જગત્નો ભ્રમ થઇ શકે છે. તે વાદીનુ કહેલું આ દૃષ્ટાંત બ્રહ્મમાં મળતું નથી કારણ કે બ્રહ્મ મનોગોચર પણ નથી અને વ્યવહારનો વિષય પણ નથી

આકાશ તો મનોગોચર છે અને વ્યવહારનો વિષય પણ છે તેથી પૂર્વોક્ત દૃષ્ટાંત અસંગત છે. નિર્વિશેષ બ્રહ્મને વાણી અને મન પહોંચી શકતાં નથી. એતો શ્રુતિમાં પણ કહ્યું છે—

"यतोवाचो निवर्त्तंते अप्राप्य मनसा सह"

અર્થ—જેથી મનની સાથે વાણી પહોચ્યા વગર પાછી ફરે છે. આ પ્રમાણે જે બીલકુલ મન વાણીનો વિષય નથી તેમાં ભ્રમ કેમ થાય ? જે જ્ઞાનનો વિષય નથી તે વિષયમાં ભ્રમ સાબીત કરવો બહુજ મુશ્કેલ છે. તમારા મતમાં જે નિર્વિશેષ બ્રહ્મ માનેલા છે, તેમાં સાવ જ્ઞાનનો વિષય નથી એમ માનેલું છે. કારણ કે જે જે વિષય છે તે તે જડ છે એવી વ્યાપ્તિ માનવામાં આવી છે. વળી બીજી શંકા મનમાં લાવી સમાધાન કરે છે જો કે આરોપની બાબતમાં અધિષ્ઠાનનું સાધારણ જ્ઞાન કારણ મનાય છે, તેમાં વિશેષ જ્ઞાનની કાંઇ જરૂર નથી. 'હું છું' આ જ્ઞાનમાં જે ભાસમાન તે આત્મા છે તેને સાધારણ જ્ઞાન તો હોય છે. માટે જગત્ એ આરોપ છે એમ કહી શકાય છે. આ પણ કાંઇ જોઇએ તેવી દૃઢ શંકા નથી; કારણ કે ઉત્તર સહજ છે જેમ કે 'હું છું' આવું જે જ્ઞાન છે તે ઉપાધ્યવચ્છિન્ન એટલે ઉપાધિ યુક્તને થાય છે. કાંઇ નિરૂપાધિને થાતું નથી. હવે આત્મા તો નિરૂપાધિ છે. માટે તેને તેવા જ્ઞાનનો અભાવ છે; માટે જગદારોપ થઈ શકતો નથી. આ બાબત વિદ્વાનોએ અવશ્ય જાણવી. કોઈક નિષેધમુખેજ્ઞાન એ સામાન્યજ્ઞાન માને છે. જેમ કે આ અમુક છે. તો ના એ નથી ત્યારે અમુક છે, તો પણ ના એ નથી. પણ કાંઇક છે. એમ સામાન્ય જ્ઞાન કારણ માનો તો તે પણ અહિં નથી સંભવતું; કારણ કે એ જ્ઞાન શાસ્ત્ર વ્યુત્પત્તિથી ઉત્પન્ન થાય છે. એ કાંઇ સઘળાને હોતુ નથી તેમાં પણ મૂર્ખને તો સુતરામ્ તેવું જ્ઞાન હોય નહિં. જો જ્ઞાન હોય તો મૂર્ખજ કેમ કહેવાય? તો મૂર્ખને આ જગત્ છે એવી પ્રતીત ન થવી જોઇએ. અને પ્રતીતિ તો થાય છે. તેથી તેવી જાતનું

સાધારણ જ્ઞાન ન માનવું જોઇએ, વધારે શું ? એ નહિં, એ નહિં, એ નહિં એમ સઘળાની વ્યાવૃત્તિ કર્યા પછી ખરૂં અધિષ્ઠાનનુ જ્ઞાન વિદ્વાનોને થાય છે. ત્યારે પછે ભ્રમ થવાની રીત નહિં જ્યાં સુધી અધિષ્ઠાનનું જ્ઞાન ન હોય ત્યાં સુધીજ ભ્રમ થવાનો રીવાજ છે. જે એમ જાણે છે કે 'આ દોરડું' છે તેને સર્પનો ભ્રમ થશે નહીં. જેણે એમ જાણ્યું છે કે આ છીપ છે, તો તેવા પુરૂષને રૂપાનો ભ્રમ થશે નહિં. અલબત જ્યાં સુધી ખરૂં જાણ્યું નથી ત્યાંસુધી તો વિટંબણામાં મણા રહેતી નથી તો પહેલેથી વિદ્વાનોને વાસ્તે કહો છો તો તેને તો અધિષ્ઠાનની બરાબર ખબર છે માટે તેઓને જગતનો ભ્રમજ ન થવો જોઇએ. સારાંશ નિષેધમુખથી પણ વિદ્વાનને અને મૂર્ખને જગત્નો ભ્રમ ન થવો જોઈએ. વળી શંકા કરે છે અજ્ઞાનીને ભ્રમ થવાની રીત છે. જેમ કે આકાશની ખબર નથી તેવા બાલકને એમ તો જાણવામાં આવશે કે 'આ કાંઈ કાળુ છે.'

આ ભ્રમમાં અધિષ્ઠાનના સામાન્ય જ્ઞાનનું કાંઇ કામ નથી, તેમ નિર્વિશેષના અધિષ્ઠાનનું જ્ઞાન ન છતે પણ તેછે અધિષ્ઠાન જેનુ એવો ભ્રમ થઇ શકે છે. આ કહેવું તો ઘણુંજ સાધારણ છે. કારણ કે આ બાબતમાં પણ અધિષ્ઠાનનું જ્ઞાન હોય છેજ કારણ કે એમ જાણશે કે 'આ કાંઇ કાળુ છે' આ જ્ઞાનના આકારમાં 'કાંઈક' જે પદાર્થ છે. તે અધિષ્ઠાનની સત્તા જણાવે છે. માટે અહિં પણ અધિષ્ઠાન જ્ઞાન રહ્યુંજ આવ્યું. બીજું વળી જો અધિષ્ઠાનના જ્ઞાન વિના કાળાશ જાણવામાં આવતી હોય તો તે ભ્રમજ ન કહેવાય, કારણ કે કાળાશ સદા સહુને જણાય છે. એમાં કાંઇ ઉપાધિ ન આવ્યો અને ઉપાધિના નાશથી તેનો નાશ એમ પણ ન ઠર્યું. જે માયિક નીલ રૂપ છે, તેજ જાણવામાં આવે છે. એનો જ્ઞાને કરી બાધ થતો નથી એ નીલ રૂપ નથી, એ તો જેમ આકાશ સ્થિર છે, તેમ તે પણ છે. એમાં બીજી કોઈ કલ્પના થઇ શકતી નથી. અધિષ્ઠાન ભૂત જે આકાશ છે, તેના સંબન્ધ વિના 'આ કાળુ છે' એમ જાણે તો પણ આકાશમાં

કાળાશ છે, તેથી કાળાપણાનો આરોપ માનીએ તો આ ભ્રમ છે એ સહુજ કહી શકાય છે? 'આકાશ કાળું' આ જાણવામાં તો ભ્રમ છે, તે સાફ જણાય છે, પરંતુ 'આ કાળું' એમ જાણવામાં ભ્રમ સાબીત થઈ શકતો નથી. કારણ કે તેમાં આકાશનો સંબંધ નથી. તેથી આ સઘળાં દૂષણ દૂર કરવાને માટે અધિષ્ઠાન ભૂત જે આકાશ છે તેનું કોઈ પણ રીતિનું બાલકને પણ જ્ઞાન છે એમ માનવું જોઇએ. રૂપરહિત આકાશ છે, અને તેનુ નીલરૂપથી જ્ઞાન થયું છે, એ કેમ? એમ શાસ્ત્ર જાણ્યા પછી સમજાય છે કે આકાશમાં રૂપ તો રહેતું નથી પછી નીલરૂપપણેથી આકાશનું જ્ઞાન થયું છે તે જાહું છે, ભ્રમ છે, એમ સમજ આવે ત્યારે નિશ્ચય થાય, જે આકાશમાં રૂપ છેજ નહિં, અને આ અસત્ય છે અને જણાય છે. જ્યાં સુધી જ્ઞાન હોય નહિં ત્યાં સુધી એવી પ્રતીતિ ન થાય કે આ અસત્ય છે અને જણાય છે, એમ પ્રતીતિ થવી એનુંજ નામ જ્ઞાન સત્ય જાણવું. તેજ જ્ઞાન જે જેવો પદાર્થ હોય તેને તેવો જાણવો એજ જ્ઞાન કહેવાય. જેમાં જે ન હોય અને તેમાં તે છે, એવી રીતે જણાય તે ભ્રમ કહેવાય. તો આકાશમાં કાળાશ નથી, અને જે જાણવામાં આવી તે ભ્રમ કહેવાય. આટલા ઉપરથી એ સિદ્ધ થયું કે 'અધિષ્ઠાનનું સામાન્ય રીતે જાણવું એ ભ્રમ માત્રમાં કારણ છે. તો તમારા મતમાં નિર્વિશેષ બ્રહ્મનું કોઈ પણ રીતે જ્ઞાન વિષય પણું છેજ નહિં તો તેને અધિષ્ઠાન માનીને ભ્રમ કેમ મનાય? આ તો એક દિશા દર્શાવવી છે. બ્રહ્મની સત્તા બધે ઠેકાણે દેખાય છે. તેથી સત્તારૂપે કરી બ્રહ્મ જાણવામાં આવે છે. પરંતુ બીજી રીતે તે જાણવામાં આવતું નથી 'ઘટ છે' 'પટ છે' આ વાક્યમાં ઘટ પટ રૂપ જે અધિષ્ઠેયમાં રહેલી સત્તા તેજ જોવામાં આવે છે. જે કેસ વિશેષ છે, પરંતુ નિર્વિશેષબ્રહ્મની સત્તા જોવામાં આવતી નથી. તેથી ભ્રમ, ભ્રમના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં સિદ્ધ કરવો બહુજ મુશ્કેલ છે. આ બાબત પ્રપંચને મિથ્યા કહેનારે

જાણવી જોઈએ. વળી જગતને ભ્રમ ઠરાવશો. તો પરમેશ્વરમાં પણ ભ્રમ ઘુશી જાશે. કારણ કે, ભ્રમ રૂપ જગતને જોતા પરમેશ્વર પણ ભ્રાંત (ભ્રમવાળા) જાણવા જોઈએ. કારણ કે છીપમાં ભ્રમથી જણાતું રૂપું જે જૂએ છે. તે ભ્રમ વાળો સમજવો જોઈએ. જે જાણે છે કે આતો ચમકે છે તે છીપ છે કાંઈ રૂપું નથી તેવા માણસને રૂપાનો ભ્રમ થશે નહિં. પણ જે અજ્ઞાની હશે જે ભ્રાંત હશે તે ચળકાટપરથી એમ જાણશે કે આ રૂપું છે, આ જગત એમ જાણનાર અને જોનાર ઇશ્વરને પણ તમારા મતમાં ભ્રમ વાળા સમજવા જોઇએ. તપાસો તો ખરા? તત્વસૂત્રમાં વ્યાસ ચરણ શું કહે છે? શું લખે છે? શું પ્રપંચનું મિથ્યાપણું લખ્યું છે? અથવા સ્વપ્ન જેવો આ પ્રપંચ છે એમ લખ્યું છે? અથવા મરૂ મરીચિકા ( ઝાંઝવાના પાણી ) નું દ્રષ્ટાંત દીધું છે? અથવા શું વાંઝણીના છોકરાનું ઉપમાન કર્યું છે? અથવા શું આકાશના પુલનું સદ્દશપણું વાપર્યું છે? અથવા શુ કાચવીના દૂધના દરિયાની સાથે જગતને મેળાવ્યું છે? જેથી આ અસત્ય, એમ મુક્ત કંઠે કહો છો? વ્યાસ ચરણનું તો એજ કહેવું છે. કે સત્ય છે. જો તેમ ન હોત તો આ સૂત્ર કેમ લખતે—

**न स्वप्नादिवत्**

અર્થ—આ જગત સ્વપ્નાદિ જેવું નથી એટલે અસત્ય નથી આદિ શબ્દથી અસત્ય પ્રતિપાદક સઘળાનો નિષેધ બતલાવ્યો તેથી સાફ વિનાશ્રમ સિદ્ધ થાય છે. કે આ અસત્ય નથી પણ સત્ય છે. વળી પણ જે આ જગતને અસત્ય કહે છે. તેનો નિંદા ભગવાન્ ગીતાજીમાં કરે છે.

**असत्यमप्रतिष्ठंते जगदाहुरनीश्वरम् अ० १६ श्लो० ८**

અર્થ—આ જગત અસત્ય છે. આની જે પ્રતિષ્ઠા, ધર્મ અને અધર્મ રૂપ વ્યવસ્થા નથી અને તેનો વ્યવસ્થાપક કોઇ છે નહિં એમ કહે છે. આથી આગળ આમ કહેનારની નિંદા કરી છે. તેથી આ જગતને અસત્ય કહેવું એ એક મોટું સાહસ છે

એ માટે જગતને સત્યજ કહેવું જોઇએ અને તેમજ છે. વળી આ પણ એક કોટી રહી જાય છે જે બ્રહ્મનું યથાર્થ જ્ઞાન જો થાય તો તે જાતના ભ્રમ દૂર થાય છે. જેમ જ્યારે છીપનો બોધ થાય ત્યારે રૂપું છે. એ જે અજ્ઞાન હતું તે દૂર થાય છે તેમ અહિંપણ સમજી લેવું આ વાદીનું બોલવું છે. પણ આ બોલવું પ્રમાણ પ્રદ્ધતિપર પગલાં ભરતું નથી. કારણ કે આ બ્રહ્મવિષયક જ્ઞાન, શ્રવણ મનનાદિ સારી રીતે કરવાથી થાય છે તો શ્રવણ મનનાદિ આ અસત્ય પ્રપંચમાં સમાયેલાં છે તેથી અજ્ઞાન રૂપ કહયાં જાય, અજ્ઞાન રૂપ પ્રપંચમાં થયાં તે અજ્ઞાન કહેવાય, માટે બ્રહ્મ જાણવામાં અને આ જગતના અસત્ય પણા વિષે પક્કી ખાતરી વાસ્તે, કાંઇ હવે સાધનાંતર શોધવું જોઇએ તે સાધન એવું હોવું જોઇએ કે પ્રપંચ માંહેનું તે ન હોય? આવા સાધનથી તો અલબત અજ્ઞાન દૂર થાય એથી એવા સાધન વિના જે સિદ્ધ બન્યા હોય તે પર વિચાર કરવાની જરૂર છે. જેમ કાદવથી કાદવ ધોવાય નહીં અગ્નિથી અગ્નો ઠંડો થાય નહી તેમ અજ્ઞાનથી અજ્ઞાન કેમ મટે? અને તમો જેને જ્ઞાન કહો છો તે અજ્ઞાન છે કારણ કે આ પ્રપંચમાંજ ઉત્પન્ન થયું છે તે અજ્ઞાનને જનમવાની જુદી જમીન જોવામાં આવતી નથી. તેથી બીજાં સાધનની જરૂર જણાય છે. જે કે અજ્ઞાનને દૂર કરે. એક આમ પણ કોટી કેટલાએક કરે છે. કે એક છેલ્લી વૃત્તિ, અજ્ઞાનનું સઘળુ કાર્ય જે આ જગત તેનો નાશ કરી પછવાડેથી પોતે પણ નાશ પામે છે. જેમ કતકનો ભૂકો. કતકનો આ સ્વભાવ છે કે પાણીમાં જેટલો મેલ હોય તેને દૂર કરે છે અને પછી પોતે પણ પાણીમાં પીગળી ગળી જાય છે. આ કહેવું બની શકતું નથી. કેમ કે ચરમ ( છેલ્લી ) વૃત્તિથી ઉત્પન્ન થયો જે અજ્ઞાનનો ધ્વંસ તેનો નાશ કરનાર બીજો કોઈ નથી માટે તેની સત્તા ( હયાતી ) રહી આવે છે તો અદ્વૈતસિદ્ધિમાંજ અડચણ ઉપજે છે. વળી, બીજું પણ ચરમ વૃત્તિને જગતના

નાશ પ્રતિ કારણ માનો છો ના? તો કારણ કેને કહેવું એજ પહેલે આપ વિચારો? કાર્ય અને કારણ આ બે પદાર્થ છે. પ્રકૃતમાં જગત્નો નાશ થવો એ કાર્ય છે, અને વૃત્તિથી થાય છે માટે વૃત્તિ એજ કારણ છે 'જે ચીજ કોઇના કરવાથી થાય તે કાર્ય કહેવાય અને ઉત્પન્ન થયેલી ચીજની ઉત્પત્તિમાં જરૂર જેનો ખપ પડે, અને પહેલેથી જે હોય તે કારણ કહેવાય, કાર્ય કારણનો સારી રીતે ખુલાસો એક કારિકાથી વેદાંત ચિંતામણિ નામના ગ્રંથમાં પંડિત પંચનદી ગટ્ટૂલાલાજીએ કરેલો તે કારિકા—

यत्पूर्व्ववृत्तिनियतं यदुत्पत्तावपेक्ष्यते ॥
तत्तस्य कारणंप्रोक्तं कार्यं मुत्पाद्य मस्य यत् ॥

અર્થ—જે પદાર્થ પેહેલેથીજ હોય, અને કોઈ વસ્તુ ઉત્પન્ન થવામાં જરૂર ઉપયોગી હોય, તે પદાર્થ ઉત્પન્ન થનાર વસ્તુનું કારણ જાણવું; અને તે કારણથી જે ઉત્પન્ન થાય તે કાર્ય જાણવું. જેમકે માટી કારણ છે અને ઘડા વગેરે તેનાં કાર્ય છે, ઘડા વિગેરે વસ્તુથી માટી પ્રથમથીજ છે, અને તે વિના ઘડા વિગેરે બનીજ શકે નહીં, માટે માટી તેનું કારણ અને માટીમાંથી પેદા થનાર ઘડા વિગેરે તેનું કાર્ય કહેવાય. તેમજ સોનું કારણ અને તેમાંથી ઉત્પન્ન થતાં કડાં, વીંટી વિગેરે કાર્ય; જેમ તાંતણા કારણ અને તેમાંથી બનેલું લુગડું કાર્ય કહેવાય છે. કારણ બે પ્રકારનું હોય છે. એક ઉપાદાન તથા એક નિમિત્ત. જે ચીજમાંથી હરકોઈ ચીજ પેદા થાય તેને ઉપાદાન કહે છે. જેમકે માટીમાંથીજ ઘડો પેદા થાય છે, તેથી માટી ઘડા વિગેરેનું ઉપાદાન કારણ કહેવાય. જે વસ્તુ પોતે જાુદુ રહીને કોઈ વસ્તુને પેદા કરે તેને નિમિત્ત કારણ કહે છે. જેમકે કુંભાર તથા ચાકડા વિગેરે સાધનો ઘડા વિગેરેથી જાુદાં રહીને તેને ઉત્પન્ન કરે છે તેથી તેસર્વ ઘડાનું નિમિત્તકારણ કહેવાય. નિમિત્તકારણના પણ બે ભેદ છે. સ્વતંત્ર નિમિત્ત તથા પરતંત્ર નિમિત્ત. કુંભાર

સ્વતંત્ર નિમિત્ત છે, કેમકે તે પોતાની મરજીથીજ ઘડા વિગેરે બનાવી શકે છે. ચાકડો, લાકડી વિગેરે પરતંત્ર નિમિત્ત છે. કેમકે તે સાધનો ચલાવનાર કુંભાર વિના, એકલા ચાકડા વિગેરે ઘડો પેદા કરી શકે નહીં. આ કારણો ઘણુંકરીને સર્વ ચીજોમાં લાગુ પડે છે, જેમકે કડાં વીંટી વિગેરે ઘરેણાનું સોનું ઉપાદાન કારણ. સોની સ્વતંત્રનિમિત્તકારણ છે. અને હથોડી વિગેરે પરતંત્ર નિમિત્તકારણ કહેવાય છે. તેમજ તાંતણાઓ લુગડાનું ઉપાદાનકારણ. વણનારો સ્વતંત્રનિમિત્તકારણ, ને વણવાનાં લાકડી વિગેરે પરતંત્ર નિમિત્ત કારણ. આવી રીતે સર્વ ચીજમાં આ કારણો બુદ્ધિથી સમજી લેવાં. ઉપાદાનકારણનું નામ સમવાયીકારણ પણ કહે છે. વૈશેષિક મતાભિમાની લોકો સમવાયી અને નિમિત્ત એ બે કારણથી જુદુ એક અસમવાયીકારણ માને છે, પરંતુ સર્વ શાસ્ત્રવાળા તેમ માનતા નથી માટે અમો આ પ્રસંગે અસમવાયી કારણનું સ્વરૂપ લખવાની જરૂર ધારતા નથી. પ્રકૃતમાં જે વૃત્તિને કારણ કલ્પી છે, તે વૃત્તિ જગન્નાશ રૂપ કાર્યથી પહેલે જરૂર રહેવી જોઇએ. કારણ શરીરમાં પૂર્વ રહેનારપણું અવશ્ય અપેક્ષિત છે. પૂર્વ રહેનારપણું એ કાલથી બનેલું છે. કદાચિત્ વૃત્તિના નાશ પછી પણ કારણભૂત કાલ તે બાકી રહ્યોજ. જો કાલ બાકી રહ્યો તો પછી અદ્વૈતપણું કર રહ્યું ? એક તો બ્રહ્મ અને બીજો કાલ એ બેય પછવાડે રહ્યા, તો દ્વૈત થાય છે, માટે વિચાર કરવો જોઇએ. એમ પણ નથી કહી શકાતું, જે બ્રહ્મ રૂપ કાલ છે તે બાકી રહે તો તેથી કાંઇ અદ્વૈત સિદ્ધિમાં અડચણ નથી આવતી. કારણ કે બ્રહ્મરૂપજ જ્યારે કાલ છે, ત્યારે બ્રહ્મ બાકી રહ્યા એટલે અદ્વૈતજ. તો હાં ઠીક, વૃત્તિનાશરૂપ કાર્યના કારણમાં કલ્પાયો કાલ, જે કે સર્વનો પરિચ્છેદ કરનાર નથી તે કાલનો બ્રહ્મની સાથે અભેદ કેમ કહી શકાય ? વળી વૃત્તિ બાબતમાં જો પહેલાં બતાવી તે આફત હરકત પેદા કરતી હોય તો બીજી પણ યુક્તિ વાદી તરફથી થઇ શકે છે આખર તો એ પણ ટકશે એમ નથી.

આ પ્રપંચના ભ્રમને દૂર કરનાર બ્રહ્મનું સ્વરૂપ ભૂત જ્ઞાન એજ છે જેમકે તૈત્તિરીયોપનિષદ્દના બીજા અધ્યાયના પ્રથમાનુ-વાકમાં—

"सत्यं ज्ञान मनंतं ब्रह्म"

અર્થ–આ શ્રુતિ સત્ય, જ્ઞાન અને અનંત એ ત્રણ વિશેષણ છે, અને તેઓનુ વિશેષ્ય બ્રહ્મ છે, પરસ્પર નિરપેક્ષ વિશેષણોનો માત્ર વિશેષ્યનીજ સાથે સંબંધ હોય છે. વિશેષણોનો પરસ્પર સંબંધ હોતો નથી. તો "સત્ય, અનંત એવું જે જ્ઞાન તે બ્રહ્મ" એવો અર્થ કરવાની જરૂર નથી ત્યારે સત્ય તે બ્રહ્મ, જ્ઞાન તે બ્રહ્મ અને અનંત તે બ્રહ્મ એવો અર્થ કરવો જોઈએ. હવે સત્ય તે ત્રણે કાલમાં અબાધ્ય અને તેથી બીજુ તે અસત્ય, જે પ્રથમ નથી અને મધ્યમાં છે ( એવો પ્રત્યય ) અને અંતમાં નથી તે અસત્ય, તો બ્રહ્મ સત્ય છે. સદા સત્તાશાલી છે. જ્ઞાન ઘન પણ બ્રહ્મ છે. અર્થાત ચૈતન્યશાલી અનંત પણ તેજ છે જેની ઈયત્તા ( આટલામાંજ છે એવા પરિમાણશાલિતા ) નથી અર્થાત્ ભૂમા છે. વ્યાપક છે, સુખરૂપ છે, આનંદઘન છે.

વળી જ્ઞાનઘન છે જ્ઞાન સ્વરૂપ છે એમ સિદ્ધ થયું, અને તે પ્રપંચને નાશ કરનાર આમ સિદ્ધ કરવામાં પણ અડચણ આવે છે. કારણ કે નિર્વિશેષ બ્રહ્મ છે. એ વાદ હવે કયાં રહ્યો? અને વાદિ સંમત નિર્વિશેષ વાદ પણ છે, વળી એ પણ સિદ્ધ થયું છે, જે પ્રપંચના નાશ કરનાર બ્રહ્મજ ઠર્યા. હવે બ્રહ્મ તો સત્ય છે એટલે સદા સત્તાશાલી છે. સર્વ વ્યાપક છે. તો સર્વનો મોક્ષ થવો જોઈએ, કોઇનો બંધ નજ થવો જોઇએ. જો કોઈનો બંધ નથી સઘળા મુક્ત છે, એમ માનવામાં આવે તો તેમાં પણ હરકત છે; કારણ કે જો સઘળા મુક્ત છે તો પછી મન-નાદિ વિધિનુ શું કામ છે ? કદાચિત આપણ સ્વીકારી લઇએ તો શ્રુતિ સ્મૃતિ પુરાણુાદિનો વ્યાકોપ થાય. શ્રુતિમાં કહે છે કે આત્માનું દર્શન કરવું, મનન કરવું, અને નિદધ્યાસન કરવું,

આ સઘળા સાધન કહેલાં છે અને એઓથી સાધ્ય એ મોક્ષ છે, જો સઘળા મુક્તજ હોય તો પછે સાધન કરવાનું શું કામ? અને આ સાધનના ઉપદેશની પણ શી જરૂર? તેથી એમ નથી કહી શકાતું કે બધા મુક્ત છે. કદાચ આમ રસ્તો કાઢે કે મનનાદિ પ્રકારો કરવા, એઓથી આત્માની અભિવ્યક્તિ (ખુલાવટ) થાય છે, એથી કાંઈ નવો મોક્ષ પેદા થાતો નથી જે છે તેજ બાહિરસ્ફુટ ભાસે છે માટે નતો મનનાદિક વિધિનું વ્યર્થપણું નતો સઘળાનો નવો મોક્ષ થયો એમ પણ સિદ્ધ થયું. આ નિષ્કંટક રસ્તો છે. આ પ્રમાણે સ્વીકારતાં પણ એક આફત આવે છે તે એ કે સ્વરૂપ ભૂત તે (બ્રહ્મ) માં કોઇપણ ધર્મ રહેતો નથી કે જે ધર્મ સાધારણ ધર્મને જુદો પાડનાર હોય. માટે પુર્વોક્ત પણ અઘટિત દીસે છે કદાચ એમ વાદિનું કહેવું હોય કે તે બ્રહ્મ વ્યાપક છે. માટે વ્યાપકપણું એ એક ધર્મ છે- આ પણ જગતને મિથ્યા માનનારનાં મતમાં ઘણી મહેનતથી સિદ્ધ થાય છે, કારણ કે વ્યાપ્ય વિના વ્યાપક સિદ્ધ થવાની રીતિ નથી. જે ચીજ થોડામાં રહે તે વ્યાપ્ય કહેવાય, વ્યાપ્ય વ્યાપક વિના કોઇ સ્થાનમાં ન રહે, અને વ્યાપક વ્યાપ્યવિના પણ રહી શકે છે જેમ અગ્નિ અને ધુમાડો. આ બે પદાર્થમાં વ્યાપ્ય કોણ? અને વ્યાપક કોણ? એ પર વિચાર કરશું અને લક્ષણ ઘટાવશું તો જલ્દી જણાશે કે અગ્નિ એ વ્યાપક છે અને ધૂમાડો એ વ્યાપ્ય છે, કેમકે અગ્નિ ઘણે ઠેકાણે રહે છે જ્યાં કે ધૂમાડો નથી. એવું ઉદાહરણ તપાવેલા લોઢાનાં ગોળામાં અગ્નિ રહે છે પણ ધૂમાડો નથી. જ્યાં જ્યાં ધૂમ હશે ત્યાં અગ્નિ મુકરર હોવો જોઇએ; કારણ કે અગ્નિ વિના ધૂમ થવાની રીતિ નથી વિના કાર્ય કારણ કયાંથી થાય? ધૂમાડાની ઉત્પત્તિમાં અગ્નિ એ કારણ છે. ચાલતા વિષયમાં ઈશ્વર એ વ્યાપક છે, અને જગત છે તે વ્યાપ્ય છે. વ્યાપ્ય ઉપરથી વ્યાપક જાણી શકાય છે. ધૂમાડા ઉપરથી અગ્નિ જાણી શકાય છે કે એ વ્યાપક છે જો

ધૂમાડો નજ હોય તો અગ્નિ વ્યાપક છે એમ કહેતાં અચકાવું પડે તેમ અહિ પણ જેને વ્યાપ્ય કહીયે છીએ તેતો અજ્ઞાન કલ્પિત છે તેતો અસત્ય છે. તે પરથી વ્યાપકપણું પણ અજ્ઞાન કલ્પિત અને જૂઠું છે એમ કહેવું પડશે તો કદાચ તેમ પણ સ્વીકાર કરે તો શ્રુતિનો વ્યાકોપ થાય જેમ કે—

बृहत्वात् बृंहणत्वाच्च ब्रह्म इति

અર્થ—મોટા છે અને સર્વમાં વ્યાપક છે માટે બ્રહ્મ કહેવાય છે. આ શ્રુતિ કેમ ઘટે ? માટે વ્યાપક છે. એ તો સ્વીકારવું પડે છે જો કદાચ એમ માને કે, ભલે શ્રુતિમાં કહ્યું તે ન ઘટે કારણ કે શ્રુતિ પણ જગતમાંની છે. એટલે જગત્ અસત્ય છે તેથી તે પણ તેમ એક કેવલ વ્યવહાર માત્રજ છે એટલે શ્રુતિમાં જે કહ્યું છે તે વ્યવહાર માત્ર છે. પરમાર્થ વિચાર કરતાં તો કાંઇજ નથી એમ હોય તો તમારા મતમાં જે પરમાર્થ તરીકે માનેલું જે આત્માનું નિર્વિશેષપણું અજ્ઞેયપણું ( ન જાણી શકાય તેવા પણું ) અને નિરાકારપણું તે પણ વ્યવહારને માટેજ છે પરમાર્થમાં કાંઇજ નથી. તો આ સઘળું કહેવું મનોવ્યાપારથી છે; તો તમારા મતમાં શુદ્ધ બ્રહ્મ છે તેને તો મન પહોંચી શકતું નથી, અને આ જેને વાસ્તે કહોછો એતો કોઇ બ્રહ્મ શિવાય બીજાને વાસ્તેજ. માટે હવે વધારે કહેવાથી કે લખવાથી શું ? આ સઘળો વિષય ઘણો વિચારવા જેવો છે, ગહન છે.

હવે ઈશ્વર અને જગત્ વાસ્તે થોડુંક લખવામાં આવ્યું પણ હજુ થોડુંક બાકી છે જે કેટલાક એમ કહે છે. કે જો જગત્ સત્ય હોય તો તેનો કોઇ કાલે બાધ થવો જોઇએ નહી. અર્થાત્ નાશ થવો ન જોઇએ ? અને જો અસત્ય છે તો દેખાવું ન જોઇએ ? અહીં આ જગત્ સત્ય છે. પણ આનો નાશ થાય છે. અને અસત્ય છે તોપણ દેખાય છે. માટે સત્ય અને અસત્ય એથી વિલક્ષણ આ જગત છે. જેને વાસ્તે કાંઇપણ કહી શકાતું નથી તેવું આ જગત છે. આ બે કોટીમાં જે છેલ્લી કોટી કરી કે જો

અસત્ય હોય તો જાણવું ન જોઈએ એ કહી શકાતું નથી કારણ કે શ્રીમદ્‌ભાગવત તૃતીયસ્કંધ અધ્યાય ૭ શ્લોક—

**अर्थाभावं विनिश्चित्य प्रतितस्यापि नात्मनः।**
**तां चापि युष्मच्चरणसेवयाऽहं पराणुदे ॥ १८ ॥**

અર્થ—પદાર્થના અભાવ છતે જે અનાત્મ છે તેની પ્રતીતિ થાય છે. તોપણ હે મૈત્રેય આપના ચરણની સેવાથી એ જો અજ્ઞાનથી થતી પ્રતીતિને મેં દૂર કરી છે એટલે અસત્પદાર્થની પણ પ્રતીતિ થઇ શકે છે તેમજ—

**छाया प्रत्याव्हयाभासा**
**असंतोप्यर्थ कारिणः॥ भा. ११ अध्याय २८ श्लोक. ४**

અર્થ—પ્રતિબિંબ, પડછંદો, આભાસ એ અસત્ય છે તો પણ અર્થ કરી શકે છે જેમ પ્રતિબિંબાદિ જોઇ કાંઇ કરવું હોય તો થઇ શકે છે. આ બે શ્લોક ઉપરથી સિદ્ધ થાય છે જે અસત્પદાર્થની પણ પ્રતીતિ થાય છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, જે અસત્ય પદાર્થના પણ બે ભેદ છે એક તો આ અસત્ય પદાર્થ કે જેની પ્રતીતિ થાયજ નહિ જેમ કે ‘શશલાનું શીંગડું’ આ કોઇ ઠેકાણે જણાતું નથી વચનથી વ્યવહાર કરાય છે, જે શશલાનું શીંગડું પરંતુ એની પ્રતીતિ થતી નથી તેથી એક એવો અસત્ય પદાર્થ જાણવો અને બીજો આવો પણ અસત્ય પદાર્થ થાય છે કે જેની પ્રતીતિ થાય છે. જેમ છીપમાં રૂપુ નથી તો પણ રૂપાની પ્રતીતિ થાય છે. આ અસત્ય પદાર્થ છે તો પણ પ્રતીતિ થાય છે એનું ઉદાહરણ છે તેથી અસત્ય પદાર્થ પણ બે જોવામાં આવે છે. તેથી પહેલાં જે કોટી કરી હતી કે જો જગત્ અસત્ય હોય તો પ્રતીતિ ન થવી જોઇએ તેનો ઉત્તર આ છે જે અસત્ય પદાર્થની પણ પ્રતીતિ થઇ શકે છે. આવાં પણ પુરાણમાં વચનો જોવામાં આવે છે કે આ ભ્રમ છે તેઓનું સમાધાન શી રીતે કરવું. જેમકે—

**'त्वय्यद्वितीये भगवन्नयं भ्रमः'**

અર્થ—(હે ભગવન્! અદ્વિતીય આપમાં આ ભ્રમ છે) આ ભ્રમ છે. આથી તો જગતની અસત્યતા મળે છે. માટે અસત્યતા માનવી જોઇએ. ઉત્તર—જગતની અથવા પ્રપંચની અસત્યતા નથી પણ એતો સંસારની અસત્યતા જણાવે છે. હે ભગવન્? આપ સર્વમાં એકજ છો સઘળું શુદ્ધાદ્વૈત છે. તોપણ અજ્ઞાનિઓને આ ભ્રમ રહ્યો આવે છે જે 'આ હું અને મારૂં' આ જે અહંતા મમતાપર પર્યાય માયારૂપ સંસાર છે તેનો ભ્રમ રહ્યો આવે છે, અને આ અસત્ય છે આ અજ્ઞાન છે. આ પર વધારે વિવેચન સિદ્ધાત ગ્રંથમાં કરેલું છે. એક આ પણ પ્રવાદ ચાલે છે કે આ ભ્રમ અનાદિ ચાલ્યો આવે છે. આ પણ વિચાર કરવા જેવું છે કારણ કે તે બની શકતું નથી. ભ્રમ પદાર્થ છે તે જ્ઞાનમાં સમાયેલો છે. એટલે જ્ઞાનત્વમાં વ્યાપ્ય છે, એને સઘળાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ નિયમ છે. કાંઇ અનાદિ જ્ઞાન નથી. અને જ્ઞાન સઘળાંને ઉત્પન્ન થવાનો રીવાજ છે. તો પછી ભ્રમ અનાદિ છે, આજ ભ્રમ કાં નહિં? આ પણ કોટી છે કે શ્રીમદ્ભાગવતમાં કહે છે કે—

**'बंधोऽस्याविद्यया नादिः'**

અર્થ—(આ જીવને અવિદ્યાએ કરી અનાદિ બંધ છે) આ શ્લોક ઉપરથી સાફ સિદ્ધ થાય છે જે બંધ અનાદિ છે. સમાધાન-અવિદ્યાએ કરીને બંધ છે એમ કહેવામાં અવિદ્યા એ બંધનું કારણ છે. કારણનો આ નિયમ છે કે જેનું કારણ જે હોય તેને ઉત્પત્તિ વધારે ઉપયોગ આવે તો ઉત્પત્તિ તો આ ઉપરથી ખુલ્લી દેખાય છે માટે અનાદિપણુ કયાં રહ્યું? પરંતુ શ્લોકમાંજ અનાદિ એમ કહ્યું છે તેનો નર્વાહ આમ કરવો જોઇએ, કે જેમ ઘટ પટાદિ સાદિ છે તેમ આ સાદિ નથી કિંતુ ઘણા સમયથી બંધ છે જેમ દેવતાઓને અમર કહે છે. અને એ અમરપદે કરી મરણનો નિષેધ સૂચવાય છે. વસ્તુગત્યા તો પ્રલયમાં નાશ થાય છે

તોપણ મનુષ્યાદિથી વધારે જીવે છે. અમરપદે કરી સર્વથા મરણાભાવ જણાવાતો નથી માટે આ બંધનમાં અનાદિપણું પણ એવુંજ જાણવું. બીજું પણ 'જ્ઞાને કરી જેનો બાધ થાય તે પદાર્થ મિથ્યા' આ કહેવું પણ બરાબર નથી ઘટતું, કારણ કે મૂલ જે અજ્ઞાન છે તે ઉત્પન્ન થયું નથી કારણ કે મૂલ છે તેનો જ્ઞાને કરી બાધ કેમ થઈ શકે ? અને આપના મતમાં મૂલાજ્ઞાનને તો અનાદિ માનેલું છે. આ પ્રમાણે અનેક વિચાર કરવા બેસે તો થઇ શકે છે.

આ સઘળી ઉપર લખી યોજનાનો સારાંશ આ છે જે—કેટલાએક વાદી આ જગતને માયિક કહે છે એટલે માયા પ્રધાન માનનારા માયિક છે એમ કહે છે, તે પર લાલૂભટજીનું બોલવું છે, કે માયિક જગત છે તેમ કહી શકાતું નથી; કારણ કે આ જગત બ્રહ્માત્મક છે. તે વિષે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, સૂત્ર સઘળાં સંમતિ ભરે છે. ત્યારપછી એ પણ શંકા કરવામાં આવી હતી કે જો જગત બ્રહ્માત્મક છે. તો નાશ અને ઉત્પત્તિ ન થવાં જોઈએ કારણ કે જેનો નાશ થાય અને ઉત્પત્તિ થાય તે અસત્ય કહેવાય જેના ઉત્તરમાં લખવામાં આવ્યું છે કે નાશ અને ઉત્પત્તિ એને આવિર્ભાવ અને તિરોભાવ કહીયે છીએ. આવિર્ભાવ અને તિરોભાવ જેનો હોય તે અનિત્ય અને અસત્ય ન કહેવાય. અને હવે બ્રહ્માત્મક કહેવામાં પણ કાંઈ હાણ નથી વળી વાદી તરફથી વાચારંભણ શ્રુતિનો ઉપન્યાસ કર્યો અને વ્યાસચરણે સૂત્રમાં જે અર્થ કર્યો છે તે પણ લખવામાં આવ્યો. આ શ્રુતિના ઉપન્યાસથી એ સૂચવે છે કે વિકારભૂત આ જે જગત છે તે મિથ્યા છે એતો વાણીના આધારથી રહે છે એટલે વાચનિક છે પરમાર્થથી તો ફક્ત સત્ય માટીજ છે. આના ઉત્તરમાં બ્રહ્મ મીમાંસાના ૨–૧–૧૪ સૂત્રનો સિદ્ધાંત લખવામાં આવ્યો કે. આરંભણ શબ્દથી, અને ઇતિ શબ્દથી, અને નામધેય શબ્દથી એમ સિદ્ધ થાય છે. કે પ્રપંચ બ્રહ્મથી જુદો નથી વાચારંભણ

શ્રુતિ કાર્યકારણનો અભેદ સિદ્ધ કરે છે. માટીરૂપ કારણ ઘડા, કોડિયા વિગેરે કાર્યથી ભિન્ન નથી. આ વિષયપર પ્રથમ લખ્યું છે. તેથી જાણવું ત્યારપછી જગત્ માયિક છે એમ કહેનારનેજ પૂછવું કે શું જગત અસત્ય છે અને ભાસે છે, કે જેમ છીપમાં રૂપું એમ પણ કહી શકાતું નથી કારણ કે છીપ જ્યારે આંખનો વિષય થાશે ત્યારે તેમાં રૂપાની ભ્રાંતિ થાશે. તેમ અહિં બ્રહ્મમાં ભ્રાંતિ કેમ થાય? બ્રહ્મ આંખનો વિષય નથી એમ 'પરાંચિખાનિ' ઇત્યાદિ શ્રુતિઓ કહે છે જે ઇંદ્રિયોથી અ-ગોચર છે. તેથી ભ્રમ સંભાવના પણ નથી થઇ શકતી; ભ્રમ થવામાં સરખાવટ કારણ છે. વિના સદૃશપણે ભ્રમ થાય નહિ; તો બ્રહ્મમાં અને પ્રપંચમાં વાદીના મતમાં કયા અંશથી સદૃશપણું છે? જો સચ્ચિદાનંદાંશથી સમાનતા છે તો પછે મિથ્યા છે. અને ભ્રમ છે એ સઘળું બોલવુંજ વ્યર્થ છે. જે મિથ્યાપણાથી સાદૃશ્ય છે એમ કહે તો પછે અવાધ આવી રહ્યો. જ્યારે બ્રહ્મ મિથ્યા છે ત્યારે રહ્યું શું? માટે આ કોટી પર કાંઈ જવાબ સર નથી અથવા આ કોટી ન કબૂલ કરતાં આ બાબતપરજ વિચાર કરતા હોય, જે સરખાવટ વિના ભ્રમ થાય છે, કે અહિં જેમ આ આકાશ કાળું છે, અહી નથી સદૃશતા અને નથી આકાશ આંખનો કે નાકનો વિષય તેમ બ્રહ્મમાં આ જગ ભ્રમ થાય છે. અને નથી સદૃશતા, અને નથી આંખ વિગેરેનો વિષય, આ કોટીપર ધ્યાન દઈએ તો જેવી ધારીએ તેવી મજબૂત નથી કારણ કે આમાં બ્રહ્મનું અને આકાશનું દૃષ્ટાંતજ મળતું નથો કારણ કે આકાશ મનોગોચર છે, અને વ્યવહારનો વિષય છે. બ્રહ્મ નથી મનોગોચર અને નથી વ્યવહારનો વિષય; તેથી બ્રહ્મમાં જગત્નો ભ્રમ છે એ વાત મનાતી નથી. વળી આ પણ સંદેહ થાય છે કે આરોપ માનીએ તો શી અડચણ કારણ કે આરોપમાં સામાન્ય જ્ઞાનનુજ કામ છે. વિશેષ જ્ઞાનનું કામ નથી. તે નિર્વિશેષ બ્રહ્મમાં જગત્નો આરોપ છે કાંઇ

જગત્ છે નહિં. આ પણ કોટી વગરપગની છે માટે વધારે ચાલે તેમ નથી. યદ્યપિ આરોપમાં વિશેષ જ્ઞાનનું કામ નથી તે ખરૂં પણ સામાન્ય જ્ઞાન તો જોઇએ વાદીના મનમાં નિર્વિશેષ બ્રહ્મમાં જ્ઞાનનો અભાવજ માનેલ છે. માટે એ કેમ કબૂલ કરાય? કોઇનું એ પણ કહેવું છે, કે નિષેધને આગેવાન કરીને જે જ્ઞાન છે તે સામાન્ય જ્ઞાન છે જેમકે બ્રહ્મમાં અમુક છે તો ના અમુક છે તો ના. એમ કરતે કરતે જે બાકી બચે તે બ્રહ્મ. તો સામાન્ય જ્ઞાન થશે ત્યાં વિશેષ જ્ઞાનનું કામ નથી. માટે હવે આરોપ થઇ શકશે, અને જગત્ છે એમ જણાશે. આ વાત પણ હસીકાઢવા જેવી છે કારણ કે આવી રીતે જે સાધારણ જ્ઞાન થવું તે શાસ્ત્રના પ્રયાસપૂર્વક અભ્યાસથી અને તે પણ કોઇ વિદ્વાનને; મૂર્ખને કાંઇ તેવું જ્ઞાન હોતું નથી માટે મૂર્ખને આ જગત્ છે એવું ભાન ન થવું જોઇએ. કારણ કે વાદીએ જે સાધારણ જ્ઞાનનું લક્ષણ કહ્યું છે, તત્પ્રકારક સાધારણ જ્ઞાન મૂર્ખને હોતું નથી એ તો કાળા અક્ષરને કીડી મંકોડી સમજનાર હોય છે. અને જો જ્ઞાન હોય તો પછે મૂર્ખપણાની પદવી કેમ ભોગવે? એટલે એ વાત પર લક્ષ દઇએ છીએ તો તેમ છે. કારણ કે આ જગત્ છે આટલું ભાન તેઓને છે સામાન્ય જ્ઞાન સર્વને હોય છે. જેમ બાલકને તેમ ખબર બરાબર નથી કે આકાશમાં રૂપ નથી તેથી એમ કહેશે કે 'આ કાંઇ કાળું છે' તેના મનમાં આકાશ કહેવાનું છે, તેમ નિર્વિશેષબ્રહ્મમાં પણ ભ્રમ સંભાવના થઇ શકે છે હવે આ પર પણ લગાર વિચાર કરશું તો અહિં પણ જ્ઞાન કાંઇક રહે છે. 'આ કાંઇક કાળું છે' એ વાક્યમાં કાંઇક પણ આકાશનું જ્ઞાન બન્યું રહ્યુંજ તો? એટલે અધિષ્ઠાનનું સાધારણ જ્ઞાન રહ્યું સર્વથા જ્ઞાનનો અભાવ નથી તેમ બ્રહ્મમાં કેમ ઘટે? તેમાં તો જ્ઞાનનો અભાવ માની બેઠા છે કદાચ એમ કહે કે બીલકુલ અધિષ્ઠાનરૂપ આકાશનું બાલકને ભાન નથી અને કહે છે કે આ કાળું છે, હવે કેમ? બહુજ

સારૂં. આકાશનો કાંઈ પણ સંબંધ નથી અને જો એને આકાશ નું જ્ઞાન છે તો એ ભ્રમજ કહેવાય નહી એ તો પ્રમા ઠરી હવે શું કહો છો? માટે વધારે વાદાવાદી કરવામાં શું સાર છે? આમ તો માનવું જ જોઇએ જે અધિષ્ઠાનનું સામાન્ય જ્ઞાન ભ્રમનું અથવા આરોપનું કારણુ થાય છે. કદાચિત્ આમ કહેવા તૈયાર હોય છે. અસ્તિ રૂપથી જ્ઞાન છે બ્રહ્મનું, તો બ્રહ્મનું અજ્ઞાન નથી પણુ ઘટ છે, પટ છે, એમ જ્ઞાન છે તો ઘટની અસ્તિરૂપથી સત્તા છે કાંઈ નિર્વિશેષ બ્રહ્મની તે સત્તા મનાય તેમ નથી વળી આ જગત્‌ને જોનાર ઇશ્વરને પણ ભ્રાંત જાણવો જોઇએ કારણુ કે છીપમાં રૂપુ જે જુવે છે માટે આ જગતને તે તો ભ્રાંતજ હોવો જોઇએ, જોનાર પણુ ભમી ગયેલ ઠર્યો અને હવે વધારે શું કહેવું જોઇએ. બ્રહ્મ મીમાંસામાં વ્યાસાચાર્યે પણુ એમ કહે છે આ જગત સ્વપ્ન જેવું નથી આ જગત્ ઝાંઝવાના જળ જેવું નથી આ વાંઝણીના છોકરા જેવું નથી આ જગત્ અમાવાસ્યાના ચંદ્ર જેવું નથી વધારે શું કહેવું, અસત્ય પ્રતિપાદક કોઈ કોઈ દૃષ્ટાંત આપ્યું નથી; માટે આપણે એવી રીતે માનવામાં હાંસલ શું છે? તે જણાતું નથી? ભગવાન પણુ ગીતાજીમાં અસત્ય માનનારને નાસ્તિક કહે છે તો શું નાસ્તિકનો ખિતાબ લેવો છે? તેમ કહીએ જો જગત્ મિથ્યા તો જગતમાં જેટલાં જ્ઞાન છે તે પણુ મિથ્યા સમજવાં જોઇએ. જો છેલ્લી વૃત્તિને માનો તો તેનું સવિસ્તર સ્વરૂપ પાછળનાં લખવામાં આવ્યું છે તેથી તે પણુ નથી કહી શકાતું, બ્રહ્મનું સ્વરૂપભૂત જ્ઞાન થાય છે, અને તે જ્ઞાન આ સંસારનો નાશ કરે છે; તેમ માને તે નિર્વિશેષવાદમાં આક્ત અને જો બ્રહ્મ જગતનો નાશ કરે તો બધાના મોક્ષ થવો જોઇએ અને જો બધાયનો મોક્ષ થાય છે એમ માને તો મોક્ષનાં સાધન જે મનનાદિ વિધિ છે તે વિધિ વ્યર્થ થાય, અને તેનો ઉપદેશ કરનારાં વેદવચનો સઘળાં વ્યર્થ જાય, માટે તેમ માનતાં વિચારવું જોઇએ. બ્રહ્મ વ્યાપક છે, એ પણુ સિદ્ધ કરવું

મુશ્કેલ છે, કેમકે વ્યાપ્ય સિદ્ધ થયા વિના વ્યાપક સિદ્ધ થાય નહિ, જો વ્યાપ્ય પદાર્થજ કાંઈ નહિ અથવા અજ્ઞાનથી કલ્પિત છે તો વ્યાપક પણ તેમજ, આમ કદાચ સ્વીકારે તો પણ આંટી છે કારણ કે શ્રુતિમાં કહે છે જે બ્રહ્મ વ્યાપક છે, તો શ્રુતિને પ્રમાણ માન્યાવગર ચાલેજ નહી અને જગતને અસત્ય માને તો જગતમાં રહેલી શ્રુતિઓ પણ અસત્ય સમજવી જોઇએ, વ્યવહારમાંજ પ્રમાણ માને તો પરમાર્થથી બ્રહ્મ નિર્વિશેષ નિરાકાર, અજ્ઞેય, આદિ જે કહેવું તે અપાર્થ થશે. જગત્ સદસદ્વિલક્ષણ છે, આ કહેવું પણ સાધારણ છે આ બાબતમાં ઉપર બહોળું લખી આવવાથી, અહિં પિષ્ટપેષણનું કામ નથી. આ ઉપરથી કેટલાએક સંદેહ થયા તે સઘળા લખ્યા છે, અને એ લખવા તાત્પર્ય એ છે જે માયિક છે એમ કહેવું નથી બની શકતું. ઉપસંહાર કરવામાં આવે છે કારણ કે આ વિષયનો પાર આવે તેમ નથી, આ વિષય કાંઈ સાધારણ નથી અને આ બાબત પર ગ્રંથો પણ ઘણા લખાતા આવ્યા છે અને લખાય છે. જેઓની જેટલી બુદ્ધિ તે તેટલું સમજી શકે. આકાશમાં ગરૂડ પણ ઉડે છે, અને મચ્છર પણ ઉડે છે. પરંતુ આકાશનો પાર કોઈ પામતું નથી તેમ આ બ્રહ્મનો વિષય અગાધ છે તેથી આનો પણ પાર આવે તેમ નથી. આ વ્યાખ્યાન માયિક પદનું છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે, કે આ શ્લોકમાં જે કહ્યું કે વાદી અનેક પ્રકારે કહે છે તો શ્રુતિ તો સઘળાને માનનીય છે; પણ શ્રુતિનું તાત્પર્ય તેઓને પ્રકારાંતરથી ભાસ્યું જેથી મત ભેદ થયો છે. તે જણાવવાને વિવૃતિમાં શ્રીવિઠ્ઠલનાથજી તે તે મત પ્રવર્ત્તકોના નામથી કહે છે. માયા ઉપાદાનથી આ જગત્ બન્યું છે એમ માયાવાદી કહે છે, આ વિષય ઉપર તો ઘણું લખવામાં આવ્યું છે. હવે સગુણ અને ગુણોનું કાર્ય આ જગત્ છે એમ સાંખ્ય શાસ્ત્રકારનું મત છે. સાંખ્યશાસ્ત્રનું મત બાલબોધના ૬—૭ શ્લોકના વ્યાખ્યાનમાં ઘણું વિષદ કરી

દેખાડવામાં આવ્યું છે માટે અહિં ફરી લખવાની જરૂર જણાતી નથી. આ જગત કાર્ય છે, અને ઈશ્વર તે આનું કારણ છે કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે ને ઈશ્વરથી આ જગત ઉત્પન્ન થાય છે. એમ વૈશેષિક દર્શનકારનું મત છે. કોઇ પ્રસંગે આ મતનું સ્વરૂપ બતાવવામાં આવશે. પૂર્વમીમાંસા શાસ્ત્રકારનું આવું મત છે કે આ જગત સ્વતંત્ર છે, અને આવું જગત કોઈ વખતે હતું નહિં આ મીમાંસક લોકો કર્મપ્રધાન વાદિ છે. આ સઘળાં આસ્તિક દર્શન કહ્યાં અને જેટલા નાસ્તિક દર્શન છે તે વેદબાહ્ય છે. તો વેદબાહ્ય મતોનું સ્વમત સ્થાપન કરવાથી ખંડન થઈ જાય છે. માટે પ્રથક્ લખવાની કાંઈ આવશ્યકતા નથી વેદબાહ્ય બૌદ્ધ ચાર પ્રકારનાં છે માધ્યમિક, વૈભાષિક, સૌત્રાંતિક, અને બીજા આર્હત મતવાળા અને ત્રીજા ચાર્વાક જેનું બીજું નામ લોકાયતિક છે, અને વામમત શાકત આદિ અનેક મતમતાંતર છે, તે સઘળાનું નિરાકરણ શ્રુતિઓથી કર્યું છે માટે અહિં શાને લખવું જોઇએ ? શ્રુતિના અર્થનો પ્રકાશ કરનાર ભાષ્યમાં સારી રીતે બિસ્તારથી નિરાકરણ કર્યું છે. માટે દ્વિતીયાધ્યાયના અણુભાષ્યના પ્રકાશથી જાણવું જોઇએ.

શ્રી ગોકુલનાથજી કહે છે જે સ્વમત નિરૂપણથી તેનું નિરાકરણ થઇ જશે કારણ કે સ્વમત શ્રુતિ પ્રતિપાદિતજ છે. શ્રીકલ્યાણરાયજીનું કહેવું લાલુભટજીના અને શ્રીપુરૂષોત્તમના કહેવાથી અધિક અને અપૂર્વ નથી તેથી જુદો અનુવાદ કર્યો નથી ટિપ્પણમાં કાંઇ વિશેષ લખવામાં આવ્યું નથી માટે અનુવાદ કર્યો નથી.

આ ચોથા શ્લોકનો સારાંશ એ છે જે પુર્વ શ્લોકમાં સ્વસિદ્ધાંત કહેવામાં આવ્યો હતો જે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. અને અક્ષરબ્રહ્મ પ્રપંચરુપ છે; વ્યાપક છે. એ સઘળું કહ્યું આ શ્લોકમાં વાદીના મતો કહેવામાં આવ્યાં જે પ્રપંચરૂપે કરી અક્ષરબ્રહ્મ પ્રકટ્યા છે તેને વાદી અનેક પ્રકારથી વદે છે. કેટલાએક માયાના

ઉપાદાનથી સરજ્યું છે, માટે માયિક છે. એમ કહે છે (માયાવાદી) કેટલાએક કહે છે, જે ગુણોનું કાર્ય છે (સાંખ્ય) વળી કેટલાએક કહે છે જે દ્વયણુકાદિ ક્રમેથી કાર્ય છે તે ઈશ્વર કાર્ય છે (વૈશેષિક) કેટલાએક કહે છે જે આ સ્વતંત્ર ચમત્કારિક છે (મીમાંસક) એ શિવાય નાસ્તિકો વામ શાક્ત વગેરે અનેક પ્રકારથી માને છે પણ મત બતલાવાનો એજ હેતુ છે કે સ્વમત અંતઃકરણમાં થાય, તેમજ સ્વમતનું પ્રતિપાદન કરવાથી આર્થિક પરમતનું નિરાકરણ પણ થઈ જાય; માટે બીજા મતો દેખાડવામાં આવ્યા આ વિષય એવો ગહન છે. અને વિસ્તૃત છે. કે જેટલુ લખીએ તે થોડુ પણ વાંચનારને રસ ન ઉપજે માટે જલદી ઉપસંહાર કર્યો છે શ્રીમન્મહાપ્રભુજીનાં ગ્રંથ એવા તો ગંભીર છે કે જેમ વિચાર કરવામાં આવે તેમ અભિપ્રાય ખુલતો જાય માટે આપ સર્વેને મારી એ વિનંતિ છે, કે હરરોજ પાઠ કરતી વેળાયે અર્થ ઉપર વિચાર કરતા જાજો જેથી પાઠનું અધિક ફળ થાય. ।। ૪ ।।

પૂર્વ શ્લોકનું વ્યાખ્યાન થોડું વિસ્તારવાળું છે. તેથી હવે ટુકમાં કરવામાં આવશે. બીજા મતોને પૃથક જણાવી ખંડન કરવાની જરૂર નથી, અને જો તેઓનું નિરાકરણ જાણવું હોય તો પણ સ્વમત જાણવાથી બીજાનું નિરાકરણ સિદ્ધજ છે માટે સ્વસિદ્ધાંત હવે લખવામાં આવે છે.

## मूलम्—तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् ।।

सान्वयपदार्थः—तत् તે (અક્ષરબ્રહ્મ) एव જ एत त्प्रकारेण એ (જગતની) રીતે કરીને भवति થાય છે इति એ રીતનો श्रुतेः વેદનો मतं મત (છે)

શબ્દાર્થ—તેજ અક્ષરબ્રહ્મ આ પ્રપંચાત્મક (જગતરૂપ) છે એમ શ્રુતિનો મત છે.

ભાવાર્થ—તેજ બ્રહ્મ આ પ્રપંચાત્મક છે એમ બૃહદારણ્યકની શ્રુતિથી જણાય છે જેમકે—

"सहैतावानास"

અર્થ—તે આ સઘળા સાથે થયા.

ભાવાર્થ—આ સઘળું અક્ષર બ્રહ્માત્મક છે એમ આ શ્રુ સિદ્ધ કરી બતાવે છે. તેમજ બીજી પણ શ્રુતિ—

"सर्वं खल्विदं ब्रह्म"

અર્થ—આ સઘળું બ્રહ્મ છે, એટલે અક્ષર બ્રહ્માત્મક છે બીજી પણ શ્રુતિ

"तज्जलान"

અર્થ—તે બ્રહ્મથી આ પ્રપંચ ઉત્પન્ન થયો છે. તેમાંજ પાછો લીન થાય છે અને તેજ આની રક્ષા કરે છે.

ભાવાર્થ—આ પ્રપંચને ઉત્પન્ન કરનાર અને ફરી લીન કરનાર અને પાલન કરનાર તેજ બ્રહ્મ છે. માટે આ પ્રપંચ પણ નિત્ય છે. આ વિષય પહેલાં લખવામાં આવ્યું છે માટે અહીં વધારે લખવાની જરૂર નથી.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી પણ આ ઉપર લખી તે શ્રુતિ-ઓ લખીને મુંડકની પણ શ્રુતિ લખે છે. જેમકે—

"यथा प्रदीप्तात्पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवंते सरूपाः
तथा अक्षराद्विविधाः सौम्यभावाः प्रवर्तंते तत्र चैवापि यंति ॥ इति"

અર્થ—જેમ પ્રદીપ્ત અગ્નિના અંગારમાંથી હજારો તણખા નિકળે છે અને તે સઘળા સરૂપ હોય છે તેમજ અક્ષર બ્રહ્મમાં-થી પણ અનેક પ્રકારના ભાવો નિકળે છે અને અંતે તેમાંજ મળે છે.

આ પ્રમાણે અનેક શ્રુતિઓથી સિદ્ધ થાય છે જે પ્રપંચના આકારમાં અક્ષર બ્રહ્મજ થયા છે. જેમ નૃસિંહોત્તરતાપિનીમાં પણ પહેલાં લખેલી શ્રુતિ લખ્યા પછી ઉપસંહાર કરતી વેળાએ પરમાત્માનેજ જગતના કારણ કહેલા છે માટે શ્રુતિઓનો પર-સ્પર આ વિરોધ છે. એમ ન સમજવું.

શ્રીગોકુલનાથજી લખે છે કે સ્વમતના નિરૂપણથી પરમતનું નિરાકરણ થાય છે, કારણ કે સ્વમત શ્રુતિપ્રતિપાદિત છે હવે જે અક્ષરબ્રહ્મનાં બે સ્વરૂપ કહ્યાં તેનેજ દૃષ્ટાંત દઈ દૃઢ કરી દેખાડે છે.

## મૂલમ્—દ્વિરૂપં चापि गंगावतज्ज्ञेयं साजलरूपिणी ॥५॥

**सान्वयपदार्थः—च** અને **द्विरूपं** ( એક જગતરૂપ અને તેથી બીજું પોતે અક્ષરરૂપ એમ ) બે રૂપવાળું ( અક્ષરબ્રહ્મ ) **अपि** પણ **गंगावत्** ગંગાજીની પેઠે **ज्ञेयं** જાણવું (જેમ) **सा** તે ( શ્રી ગંગાજી એક) **जलरूपिणी** જલરૂપી ( આધિભૌતિકી )

શબ્દાર્થ—પ્રપંચરૂપ અને તદ્‌ભિન્નરૂપ એ બે પ્રકારથી અક્ષરબ્રહ્મના પણ બે રૂપ છે એમ જાણવું, તેમાં દૃષ્ટાંત આપે છે જેમ ગંગા જળરૂપિણી છે, અને તદ્‌ભિન્ન રૂપવતી પણ છે.

ભાવાર્થ—તે એકજ અક્ષરબ્રહ્મના બે રૂપ છે. એક તો પ્રપંચાત્મક અને બીજું પ્રપંચથી ભિન્ન જ્ઞાનીઓની ગતિરૂપ એ મળીને બે રૂપ. આમાં દૃષ્ટાંત દેવામાં આવે છે જેમ શ્રીગંગાજી એક તો જળરૂપિણી અને બીજાં તીર્થરૂપિણી. એ મળીને બે રૂપ છે.

વધારે વિચાર કરી જોતાં શ્રીગંગાજીનાં ત્રણ રૂપ છે તેમ પણ કહી શકાય છે તે શ્લોકમાં લખવામાં આવશે.

શ્રીગંગાજીનું એક તો આધિભૌતિક રૂપ જે કે જલ રૂપ છે. જેની વૃષ્ટિથી વૃદ્ધિ દેખાય છે, અને વધારે તાપથી હ્રાસ દેખાય છે જે જલ સર્વ વ્યવહારમાં કામ આવે છે તે શ્રીગંગાજીનું આધિભૌતિક રૂપ કહેવાય છે. ॥૫॥

એ પ્રમાણે પાંચમા શ્લોકમાં ગંગાજીનું પ્રથમ સ્વરૂપ દેખાડવામાં આવ્યું. હવે આ છઠ્ઠા શ્લોકમાં તેનું બીજું જે આધ્યાત્મિક તીર્થરૂપ છે તે દેખાડવામાં આવે છે.

**मूलम्—माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा।**
**मर्यादामार्गविधिना तथा ब्रह्माऽपि बुद्ध्यताम्॥८॥**

**सान्वयपदार्थः—माहात्म्यसंयुता** (પોતાનાં) માહાત્મ્યે કરીને સંયુક્ત એવાં (તીર્થરૂપી કે જે) **मर्यादामार्गविधिना** મર્યાદા માર્ગની રીતે **सेवतां** ( સ્નાન, દાન, પૂજન વગેરે કરીને ) સેવા કરનારાં **नृणां** મનુષ્યોને **भुक्ति मुक्तिदा** ભોગ અને મોક્ષરૂપી (ફલને) આપનારાં છે **तथा** તેમ **ब्रह्म** અક્ષરબ્રહ્મ **अपि** પણ **बुद्ध्यतां** જાણવું.

અર્થ—મર્યાદા માર્ગના પ્રકારથી સેવા કરનાર મનુષ્યોને જે માહાત્મ્ય યુક્ત છે ને ભોગ મોક્ષ આપનાર છે તે (તે તીર્થ રૂપ) આધ્યાત્મિકી જાણવાં જોઇએ, તેમ અક્ષર બ્રહ્મ પણ જાણવા.

ભાવાર્થ—જે ગંગાજીનાં ત્રણ રૂપ કહ્યાં છે તેમાંનું પ્રથમ રૂપ જે આધિભૌતિક તે તો પૂર્વ શ્લોકમાં કહ્યું, હવે આમાં આધ્યાત્મિકનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તો આધ્યાત્મિક તેજ રૂપ જાણવું કે જે તીર્થરૂપ છે. એટલે જેમાં સ્નાન પૂજાદિ મર્યાદા માર્ગની પદ્ધતિથી વિધિ પૂર્વક કરવાથી શાસ્ત્રોક્ત ધર્મ સિદ્ધ થાય છે. જો કે પ્રવાહમાં જે જળ છે તે, અને એક ઘડામાં જળ ભરેલું છે તેમાં જળપણાથી તો કાંઈ વધારે ઓછું દેખાતું નથી, તો પણ જે માહાત્મ્ય પ્રવાહનું છે તે માહાત્મ્ય ઘડામાં રાખેલ ગંગાજળનું નથી. એટલે પ્રવાહમાં સ્નાન કરવાથી જે ભોગ મોક્ષરૂપી ફળ મળે છે, તેજ ફળ સો બસો ગાઉ પર ગંગાજળથી નાહાવાથી મળે નહિં; મળે છે એમ કોઇ સ્મૃતિ સાક્ષી દેતી નથી એમ શ્રીપુરૂષોત્તમજી લખે છે. પ્રવાહમાં જે જળ છે અને બાહિર જે ભેદ છે તેજ શ્રીગંગાજીનું રૂપાંતર છે. તેમજ પ્રપંચ અને પ્રપંચથી ભિન્ન એ અક્ષરબ્રહ્મનાં બેય રૂપ જાણવાં જોઇએ. જેમ ગંગાજીના આધિભૌતિકરૂપમાં વૃદ્ધિહ્રાસ છે. તેમ પ્રપંચમાં પણ છે, જેમ માહાત્મ્યયુક્તના સેવન કરવાથી ભોગ મોક્ષ મળે

છે જેમ બાહિર ઉદ્ધૃત કેવળ જળના સેવનથી ભોગ મોક્ષ નથી મળતો; તેમ કેવળ પ્રપંચની ધ્યાનાદિ ઉપાસનાથી મોક્ષ થતો નથી આ સઘળું દૃષ્ટાંતમાં પણ ઘટે છે. મૂળ શ્લોકમાં **સેવતાં** એવો શબ્દ આવેલો છે. તે **સેવૃ** ધાતુથી **શતૃ** પ્રત્યય કરવાથી પ્રયોગ થયો છે આને વાસ્તે કોઇ એમ સમજે કે આ ધાતુ આત્મનેપદીજ છે માટે **શાનચ્** પ્રત્યયજ થવો જોઇએ, તો તેને વાસ્તે એમ નિયમ છે જે **અનુદાત્તેત્** માની આત્મનેપદ છે તે અનિત્ય છે, માટે પરસ્મૈપદ પણ બની શકે છે. અને આવા પ્રયોગ પણ આવે છે—

"त्वां सेवतां सुरकृता बहवोऽन्तराया"

આમાં પણ **સેવતાં** એવો પ્રયોગ છે તેથી સેવતાં આ પ્રયોગ અસાધુ છે એમ કોઇએ શંકા રાખવી નહિં. આ શ્લોકની વ્યાખ્યાઓમાં ટીકાકારો વધારે લખતા નથી તેથી અનુવાદ કર્યો નથી ॥ ૬ ॥

પાંચમા તથા છઠ્ઠા શ્લોકમાં ગંગાજીનું આધિભૌતિક તથા આધ્યાત્મિક સ્વરૂપ દેખાડ્યું હવે આ સાતમા શ્લોકમાં આધિદૈવિક સ્વરૂપ દેખાડવામાં આવે છે.

**मूलम्—तत्रैव देवता मूर्तिर्भक्त्या या दृश्यते क्वचित्॥
गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥७॥**

**સાન્વયપદાર્થઃ—तत्र** તે (બે રૂપવાળાં શ્રીગંગાજી) માં **एव** જ **या** જે **देवता** દેવતારૂપી **मूर्तिः** મૂર્તિવાળાં (આધિદૈવિક ગંગાજી છે) **सा** તે (આધિદૈવિકી મૂર્તિ) **भक्त्या** ભક્તિવડે **गंगायां** ગંગા પ્રવાહમાં **च** જ **क्वचित्** કોઇક વખતે (ભક્તિના ઉત્કર્ષની વખતે અથવા ગંગાદ્વાર વગેરે કોઇક સ્થળમાં) **विशेषेण** વિશેષે કરીને (ભક્તિની ઘણીક અધિકતાયે કરીને) **प्रवाहाभेदबुद्धये** (દેખાતા) પ્રવાહમાં અભેદ બુદ્ધિવાળા (પુરૂષ)ને

અર્થ—તે (આધિભૌતિક અને આધ્યાત્મિકરૂપ ગંગાજી)માં દેવતારૂપ ગંગાજી છે. અને તે જ્યારે ભક્તિનો ઉત્કર્ષ થાય ત્યારે કયાંક દેખાય છે. દેવતારૂપ ગંગાજીમાં જેની ભક્તિ વધે છે. તેને પ્રવાહમાં દર્શન દીએ છે. કારણ કે પ્રવાહથી ગંગાજી અભિન્ન છે એમ એ (ભક્ત) ની બુદ્ધિ છે માટે.

ભાવાર્થ—શ્રીગંગાજીનુ તૃતીય સ્વરૂપ જે આધિદૈવિક છે તેનું પ્રતિપાદન આ શ્લોકથી કરવામાં આવે છે. ગંગાજીનું આધિદૈવિકરૂપ આધિભૌતિક અને આધ્યાત્મિક ગંગાજીમાં જ રહે છે. જેમ જળમાં અને તીર્થમાં ભેદ દેખાડવામાં આવ્યો તેમ તીર્થરૂપથી ભિન્ન દેવતારૂપ દેખાડવું જોઇએ ત્યાં કહે છે કે મૂર્તિ દેખાય છે. આ જે મૂર્તિ દેખાય છે તે આધિદૈવિક ગંગાજીનું રૂપ છે. કદાચિત્ અહિં એવી શંકા ઉપજવા અવસર મળે છે, કે એ મૂર્તિ કોને દેખાય છે અને ક્યાં ક્યાં દેખાય છે. તેના ઉત્તરમાં કે ભક્તને દર્શન થાય છે. જ્યાં ભક્તિ વધે છે ત્યાં દર્શન થાય છે. અથવા ગંગાદ્વારાદિ સ્થલોમાં દર્શન થાય છે. આ જે દર્શન થાય છે તે ભક્તિથીજ થાય છે કાંઇ મર્યાદામાર્ગના પ્રકારથી ઉપાસના કરવાથી થતું નથી એ વાત સૂચવવાને મૂલ શ્લોકમાં ભક્તિ એ પદ મૂકવામાં આવ્યું છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે આધિદૈવિક ગંગાજીનુ સ્વરૂપ છે એમાં પ્રમાણ શ્રીગુસાંઇજી આપે છે. એટલે વિવૃતિમાં કહ્યું છે જે **નત્ર પ્રમાણમ્** તો તે પ્રમાણ શાબ્દ અને પ્રત્યક્ષ. પુરાણાદિકમાં કથા છે તેથી સિદ્ધ છે. જેમકે પુરાણાંતરમાં આવી પણ કથા છે કે ભગીરથ રાજાએ શ્રીગંગાજીને ભીષ્માદિના માતૃભાવથી બીરાજતાં જોયાં છે. બીજું ભગીરથને ગંગાજી પ્રસન્ન થયાં અને વરદાન આપ્યું ઇત્યાદિ કથા કેવલ આધિભૌતિકમાં અથવા આધ્યાત્મિકમાં ઘટેજ નહિ. તે આધિદૈવિક વિશિષ્ટમાં ઘટે છે. જેનું વર્ણન કરવામાં આવે છે કે શરત્કાલના ચંદ્રમા જેવાં શ્વેત છે જેના મુકુટમાં ચંદ્રકલા બાંધી છે. જેના ચાર ભુજ

છે અને તેમાં ક્રમથી કલશ, કમલ, વરમુદ્રા અને અભયમુદ્રા છે. જેનાં શ્વેત વસ્ત્ર છે, જેનું વાહન મકર છે, ઇત્યાદિ પ્રકાર જેનુ વર્ણન કરવામાં આવે તે વિના આધિદૈવિકીમાં કેમ ઘટે? પુરાણમાં તો ઘણાએ શ્રીગંગાજીની બાબતમા ઇતિહાસ છે પરંતુ ગ્રંથ ગૌરવના ભયથી અહીં દેવામાં આવ્યાં નથી તેથી શબ્દ પ્રમાણ સિદ્ધ છે. હવે બીજું પ્રમાણ પ્રત્યક્ષ તે પણ કહેવામાં આવ્યું છે કારણ કે ભક્તિથી શ્રીગંગાજીની મૂર્તિનાં દર્શન થાય છે તો તે કેતો ગંગાદ્વારાદિ સ્થલમાં અથવા ગૃહાદિકમાં પણ થઈ શકે છે, આથી ચાક્ષુષ પ્રત્યક્ષ કહેવાયું શ્રીવલ્લભાચાર્યજીએ ભક્તિથી દેખાય છે એમ કહ્યું અને વિવૃતિમાં કહ્યું જે ભક્તિ વધે ત્યારે એટલે જ્યારે ભક્તિનો ઉદ્રેક થાય ત્યારે એમ કહ્યું એ યુક્ત છે. માટે क्वचित् પદનો બીજો પણ અર્થ કરવામાં આવ્યો છે કે ગૃહાદિકમાં પણ દર્શન થાય છે, હવે ગૃહાદિકમાં જે દર્શન થાય છે સઘળા ભક્તોને થાય કે કોઇનેજ? જો સઘળાને થાય એમ કહે તો તેમ તો બનતુ નથી કારણ કે જો સઘળા ભક્તને ઘરમાંજ ગંગાજીનાં દર્શન થયા કરે તો ત્યાં સુધી કોઇ જાય નહિ માટે શ્રીઆચાર્યજી મૂલ શ્લોકમાં આજ્ઞા કરે છે જે ત્યાં દેવતામૂર્તિ દેખાય છે એટલે આધિભૌતિકમાં અને આધ્યાત્મિકમાં દેખાય છે તે પણ બહુજ ભક્તિ વધે ત્યારે; અને તે પણ કોઇક ઠેકાણે એટલે ગંગાદ્વારાદિ સ્થલવિશેષમાં; આમ દેખાવામાં પ્રયોજન કહે છે કે ભક્તને વાસ્તે. જે ભક્ત સાધારણ મર્યાદા માર્ગથી ઉપાસના કરતો હોય તેને નહિ, પરંતુ ભક્તિ જેને સિદ્ધ થઇ ગઇ હોય તેને દર્શન દીએ છે. આ શ્લોકમાં "प्रवाहाभेद बुद्धये" આમ પદ છે આનો સરલ એવો પણ અર્થ થઇ શકે છે કે પ્રવાહમાં જે અભેદ બુદ્ધિ તેને સારૂં એટલે પ્રવાહ અને ગંગાજી એકજ છે આ બુદ્ધિને સારૂ દર્શન આપે છે. આવો અર્થ કરવો નહિં કારણ કે એ અર્થ બાધિત છે. અને સર્વ વ્યાખ્યાકારને સંમત નથી અને કાંઇ વિશેષ ચમત્કારિક નથી

તેથી આદૃત નથી. સાધારણ વિચાર કરીએ તો પણ એમ જણાય છે કે પ્રવાહમાં આધિદૈવિક ગંગાજીમાં ભેદબુદ્ધિ ભક્તની ન થાય તે વાસ્તે ગંગાજી તેને દર્શન આપે છે, આ કહેવું ફલ્ગુ વિચારથી છે માટે તેમ અર્થ નહિં કરવો. પ્રવાહમાં અને આધિદૈવિક શ્રીગંગાજીમાં જેને ભેદબુદ્ધિ નથી તેવા ભક્તજનને સારૂં દર્શન દીયે છે કારણ કે ભક્તવશ છે તેથી પ્રવાહના મધ્યમાં પ્રત્યક્ષ થાય છે.

ટિપ્પણમાં શ્રીવજરાયજી લખે છે કે મૂલ શ્લોકમાં જે क्वचित् પદ મૂકવામાં આવ્યું છે તેના બે અર્થ થઇ શકે છે એક તો કાલવાચક છે અને બીજું સ્થાનવાચક છે; કાલવાચકનો અર્થ તો વિવૃતિમાં કર્યો છે કે જ્યારે ભક્તિનો ઉદ્રેક થાય ત્યારે પ્રવાહમાં પ્રત્યક્ષ થાય છે અને સ્થાનવાચકનો અર્થ પણ કરવામાં આવ્યો છે જે ગૃહાદિકમાં અથવા ગંગાદ્વારાદિ સ્થલવિશેષમાં પ્રત્યક્ષ થાય છે; આ બન્ને અર્થ કરવામાં આવ્યા છે. પ્રત્યક્ષ થાય છે તેનો અર્થ એગ કરવો કે છ પ્રકારનું પ્રત્યક્ષ છે તે માંહેલા પ્રકાર યોગ્ય અને સંભવે તેટલા લેવા જોઈએ.

શ્રીગોકુલનાથજી લખે છે જે જેમ ગંગાજીનું આધિદૈવિકરૂપ ભક્તિથી દેખાય છે, તેમજ પુરૂષોત્તમનું સ્વરૂપ પણ ભક્તિથીજ દેખાય છે.

હવે શ્રીવઠ્ઠલનાથજી વિવૃત્તિમાં ઉપસંહાર કરે છે. અને જે ગંગાજીનું દૃષ્ટાંત દીધું છે તેને પ્રકૃતમાં મેળવે છે—

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે જે પ્રપંચમાંજ ભગવદાકાર અને ભગવદ્ભક્તનાં દર્શન થયા પછી ભગવાન્‌માં જ્યારે સ્નેહાતિશય થાય છે ત્યારે ભગવદભેદબુદ્ધિને સારૂ ભગવાન્ પ્રકટ થાય છે. જેમ ગંગાજી આધિભૌતિકમાં અને આધ્યાત્મિકમાં આધિદૈવિક પ્રગટ થાય છે તેમજ અહીં પણ સમજવું; ત્યાં પ્ર-

વાહ્યમાં અભેદ બુદ્ધિ જેને છે તેને માટે અને અહીં ભગવાન સર્વમાં છે, સર્વમય છે, એવી બુદ્ધિ જેની છે તેવા ભક્તને અર્થે પ્રકટ થાય છે.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી લખે છે કે ભૌતિકીજ ગંગાજીમાં જે આધિદૈવિકનું પ્રાકટ્ય લખ્યું તેથી ભૌતિક જે ભગવદાકાર તેમાં અને ભગવદ્ભક્તમાં તેમજ પ્રાકટ્ય થાય છે. એટલે ભગવદાવિર્ભાવ થાય છે.

ટિપ્પણુમાં લખવામાં આવ્યું છે જેમ આધિભૌતિક ગંગાજીમાં આધિદૈવિક ગંગાજીનો આવિર્ભાવ થાય, કાંઈ આધિદૈવિક સરસ્વતીનો આવિર્ભાવ થતો નથી; કારણુ કે જે વસ્તુમાં જે હોય તે વસ્તુમાં તેનો આવિર્ભાવ થવાની રીતિ છે. તો આ પ્રપંચમાં પણુ ભગવાન્ બીરાજે છે માટે આવિર્ભાવ થાય છે. પ્રપંચમાં રહેલા ભગવદાકાર અને ભગવદભક્ત તેઓમાં ભગવાનનો આવિર્ભાવ કયારે થાય કે જ્યારે ભગવાન્ સર્વમાં બીરાજે છે એવી અભેદ બુદ્ધિ થાય ત્યારે. જ્યાં સુધી અક્ષરબ્રહ્માત્મકનું જ્ઞાન ન હોય ત્યાં સુધી તો તેવું દર્શનજ થવું દુર્લભ છે જ્યારે અભેદ બુદ્ધિ થાય ત્યારે ભગવાન પ્રકટ દર્શન દીએ છે.

શ્રીગોકુલનાથજી લખે છે જે ભગવદભેદબુદ્ધિને દર્શન દીએ એનો અર્થ એજ જે ભક્તને દર્શન દીએ છે.

શ્રીકલ્યાણરાયજી લખે છે જે ભગવાન્‌ના આકારમાં અને ભગવદ્ભક્તમાં ભગવાન છે એમ બુદ્ધિ રાખે છે તેને જ ભજનાદિનું ફળ પણુ થાય છે. અને જેની ભેદ બુદ્ધિ છે તેને ફળ થતું નથી. પ્રત્યુત વ્યર્થજ પ્રયાસ થાય છે. જે ભક્ત ભગવાન્‌ને જેવી રીતે ભજે તેને તેવી રીતે થાય છે. એટલે ભગવાન્‌ને જેવી રીતે ભજે તેવી રીતે ભગવાન્ તેને દર્શન દીએ છે તેમાં પ્રમાણુ—

" यथैवोपासते तथैव भवतीति "

અર્થ—પહેલાં લખવામાં આવ્યો છે તેથી પુનઃ નથી લખ્યો

આ ઉપરથી એતો સ્પષ્ટ સિદ્ધ થાય છે જે ભગવાન્‌ની જેવી રીતે ભક્તિ કરે તેવી રીતે તેને ફળ મળે, પરંતુ જે એમજ સમજે કે આ ભગવાન્ નથી પરંતુ ભગવાન્‌ની પ્રતિમા છે. અર્થાત્ ભેદબુદ્ધિ અથવા સગુણભક્તિ કરે તો તેનો તે શ્રમ વ્યર્થ છે કારણ કે એતો ભસ્મ હોમ સરખું છે અતએવ શ્રીમદ્ ભાગવતના તૃતીય સ્કંધમાં અધ્યાય ૨૯ શ્લોક ૨૨

यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ॥
हित्वाऽर्चां भजते मोढ्याद् भस्मन्येव जुहोतिसः ॥२२॥

અર્થ—જે મને સર્વ ભૂતોમાં રહેલ આત્મા ઈશ્વરનો પરિત્યાગ કરી મૂઢપણાથી પ્રતિમાને ભજે છે તે ભસ્મમાંજ હોમ કરે છે.

ભાવાર્થ—આ શ્લોક કપિલ દેવહૂતિ પ્રતિ કહે છે. કે જે સર્વ ભૂતમાં તદ્ભૂત અને આત્મારૂપ અને અંતર્યામીરૂપ ઈશ્વરને છોડી દઈને એટલે સંઘાતમાં ત્રિપ્રકારથી રહેલ ઈશ્વરને છોડી દઈને જે પોતાના મૂઢપણાથી પ્રતિમાને ભજે છે તે ભસ્મમાંજ હોમ કરે છે તે બરાબર છે અર્થાત્ વ્યર્થ છે. આ શ્લોકમાં સગુણ ભક્તિ અને ભેદ બુદ્ધિની નિંદા છે. કાંઈ સ્વતંત્ર ભગવન્માર્ગનો નિષેધ નથી જો તેમ હોય તો એકાદશસ્કંધમાં જે ભક્તિનો ઉપદેશ છે તે વ્યર્થ થાય. આ પ્રમાણે અને વિશેષથી વ્યાખ્યાન શ્રીસુબોધિનીમાં છે ત્યાં જોવું. અહીં ગ્રંથ ગૌરવના ભયથી લખ્યું નથી.

આ શ્લોકનો સારાંશ એ છે જે આધિદૈવિક શ્રીગંગાજી, આધિભૌતિક અને આધ્યાત્મિક ગંગાજીમાંજ બીરાજે છે. અને તે જ્યારે ભક્તિનો વધારો થાય છે ત્યારે તેનુ દર્શન થાય છે તે પણ કોઈકને અને ક્યાંકજ થાય છે, અને તે પ્રવાહથી જેને અભેદ બુદ્ધિ છે તે ભક્તનેજ દર્શન થાય છે. તેથી આ શ્લોકમાં ગંગાજીનું આધિદૈવિકરૂપ બતાવ્યું અને તેમ આ પ્રપંચમાં

ભગવદાકારમાંજ અને ભગવદ્ભક્તમાંજ પુરૂષોત્તમ પ્રકટ થાય છે એ સઘળું પોતાની બુદ્ધિથી સમજી લેવું. ॥ ૭ ॥

સાતમા શ્લોકમાં આધિદૈવિક ગંગાજીનું સ્વરૂપ કહ્યા પછી આગળની વ્યવસ્થા કરવામાં આવે છે.

## मूलम्—प्रत्यक्षा मा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले॥

**सान्वयपदार्थः**—**प्रत्यक्षा** પ્રત્યક્ષ—નજરે **दृश्यते** દેખાય છે **सर्वेषां** બધાઓને **न** (પ્રત્યક્ષ દેખાતાં) નથી (તોપણ) **तया** તે (પરમભક્તને પ્રત્યક્ષ થનારાં દેવતારૂપ ગંગાજી) તેણે કરીને **जले** ગંગાજલમાં **प्राकम्यं** ઉત્તમ કામના વિષયપણું (શાસ્ત્રાદિકમાં નિષેધ ન હોય એવો સ્નાદિક બધો વ્યવહાર કરવો એમ) **स्यात्** (સિદ્ધ) થાય છે.

**અર્થ**—આધિદૈવિક એટલે દેવતારૂપ ગંગાજી સર્વને પ્રત્યક્ષ નથી. તોપણ [તેવા] ભક્તને પ્રત્યક્ષ થાય તેવા ગંગાજીના સ્થાનભૂત જલમાં દેવતારૂપનું બહુલપણું છે.

**ભાવાર્થ**—દેવતારૂપ ગંગાજી કાંઈ સર્વને પ્રત્યક્ષ થતાં નથી, તો તેવા ભક્તને શું કરવું જોઈએ ત્યારે તેની વ્યવસ્થા કહે છે કે જો ભકિત અતિશય વધે ત્યારે દર્શન થાય પરંતુ તે પહેલાં એમ તો સમજવાનુ છે કે જે મારૂં અભિલષિત અને સર્વસ્વ છે તે આ જલમાંજ બીરાજે છે એટલે દેવતારૂપ ગંગાજી આ પ્રવાહમાં બિરાજે છે. તો તે જલમાં શાસ્ત્રાદિકથી અનિષિદ્ધ સકલ વ્યવહાર કરવા એટલે સ્નાનાદિક કરવું અને સર્વ સ્થાનમાં આધિદૈવિક ગંગાજી બીરાજે છે એમ અંતઃકરણમાં ભાવ રાખવો; જો કે આપણને તેવાં ગંગાજી પ્રત્યક્ષ થયાં નથી તો પણ ઉત્તમ અધિકારીને તો તેજ પ્રવાહમાં પ્રત્યક્ષ થાય છે, તો આપણની ઉપર પણ જ્યારે કૃપા કરશે ત્યારે તેમાંજ પ્રત્યક્ષ થઈ દર્શન દેશે. શ્રીપુરૂષોત્તમજી પણ એજ લખે છે. તેમ પ્રકૃતમાં ભગવાનના અધિષ્ઠાનભૂત આ પ્રપંચમાં પણ એવી રીતે ભાવ થાય છે. જેમ

દેવતારૂપ ગંગાજી સર્વને પ્રત્યક્ષ થતાં નથી તેમ ભગવાન્ પણ સર્વને પ્રત્યક્ષ થતા નથી, જ્યારે ભક્તિ વધે છે ત્યારે ગંગાજીનાં દર્શન થાય છે તેમ ભગવાનના પણ દર્શન થાય છે, ગંગાજીનાં દર્શન પ્રવાહમાં થાય છે તેમ ભગવાનના દર્શન પ્રપંચમાં થાય છે. જેને ગંગાજીના દર્શન નથી થયા તેવા ભક્તે અને જેને દર્શન થયા છે તેવાએ એમ સમજવું જોઇએ કે આ પ્રવાહમાં ગંગાજી બીરાજે છે માટે અનિષિદ્ધ સર્વ વ્યવહાર પ્રવાહમાં કરવા, તેમ ભગવદીયે પણ એમ સમજવું કે ભગવાન્ આ પ્રપંચમાં બિરાજે છે તો અનિષિદ્ધ સકલ વ્યવહાર પ્રપંચમાં કરવા તેથી દૃષ્ટાંત અને દ્રાષ્ટાંતિક મળ્યા.

હવે ભક્તિથી ગંગાજીનાં દર્શન થયા પછી પણ પ્રવાહ દર્શનની વિશેષતા કહેવામાં આવે છે.

## मूलम्—विहिताच्च फलात्तद्धि प्रतीत्याऽपि विशिष्यते॥८॥

सान्वयपदार्थः—તેમજ तत् તે (શ્રીગંગાજીનું) જલ हि નિશ્ચયે કરીને विहितात् શાસ્ત્રમાં કહેલા फलात् ફલથી च અને प्रतीत्या ( મોટાઓના અંતઃકરણની ) પ્રતીતિવડે अपि પણ विशिष्यते (બીજા જળ કરતાં) વિશેષ થાય છે.

અર્થ—શાસ્ત્રાદિમાં કહ્યું જે ફળ તેથી અને અંતઃકરણમાં પ્રતીતિએ અધિકપણું જણાય છે.

ભાવાર્થ—અત્યુત્કટ ભક્તિથી દેવતા રૂપ ગંગાજીનાં દર્શન થયા પછી પણ પ્રવાહ રૂપ જે ગંગાજી છે તેના દર્શનથી સ્વર્ગાદિકથી અને મોક્ષાદિથી હૃદયમાં વધારે સમજાય છે તેમજ અત્યુત્કટ ભક્તિ વડે બ્રહ્મના દર્શનથી સ્વર્ગાદિ સુખ ન્યૂન છે વધારે શું પણ જ્ઞાનીનું ફલ જે મોક્ષ તેથી પણ વધારે સુખની પ્રતીતિ થાય છે. આ પક્ષમાં કાંઇક અધ્યાહારાદિ ક્લેશ પડે છે, મધ્યે શ્રી વિઠ્ઠલેશજી પક્ષાંતરથી ગ્રંથની યોજના કરે છે. માટે વિવૃતિમાં યદ્વા લખે છે તેમ સઘળી વિવૃતિની ટીકાઓમાં પણ વ્યાખ્યાનો

જૂદાં જૂદાં કરેલાં છે તેમાં બહુજ તફાવત નથી પણ જીજ ભેદ છે તે આ પ્રમાણે.

ભાવાર્થ—ગંગાજી સર્વને પ્રત્યક્ષ નથી તો જેઓને પ્રત્યક્ષ નથી તેવા ભક્તજનોએ પણ આમ તો સમજી રાખવું કે દેવતા રૂપ શ્રીગંગાજી આમાંજ બીરાજે છે માટે આ દેવતા રૂપ ગંગાજીનો આ જલમાં સંબંધ છે તો તે જલમાં પોતાની સારી કામના રાખવી એટલે શ્રદ્ધા પૂર્વક સ્નાનાદિ અનિષિદ્ધ વ્યવહારો કરવા અને એ પ્રમાણે કરવાથી મહાત્માઓના અંતઃકરણમાં જે જે ગંગાજલ દર્શન કરવાથી ફળ કહેલાં છે તેથી પણ વધારે જાણવામાં આવે છે અને જો તેમ છે તો બીજા જલથી આ જલ અધિક શ્રેષ્ઠ જાણવું જોઇએ, કારણ કે શ્રીગંગાજીનો આમાં સાક્ષાત્કાર થાય છે; તેમજ જેમને શ્રીભગવાન્નો સાક્ષાત્કાર થયો નથી તેવા ભક્તજનોએ શ્રદ્ધા પૂર્વક ભગવત્પ્રતિમાદિમાં ભજનાદિક કરવું અને એમ સમજવું કે ભગવત્સાક્ષાત્કાર આમાં થશે જેઓને ભગવત્સાક્ષાત્કાર થયો છે અર્થાત્ જેઓના અંતઃકરણમાં ભગવાન્ સંનિહિત છે, ભગવાન્ બિરાજે છે તેવા ભક્તજનો ઇતર મનુષ્યથી અથવા બીજા ભક્તથી શ્રેષ્ઠ છે. માટે શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં એકાદશમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે 'મારા ચિન્હના અથવા મારા ભક્તજનનાં દર્શન સ્પર્શન અને અર્ચનથી ભક્તિ થાય છે' એટલે ભક્તિના કારણમાં ગણાવ્યું છે, આ ઉપરથી પણ એજ જણાવ્યામાં આવ્યું છે ભગવત્પ્રતિમામાં અથવા ગુરુ આદિ મહાત્માઓમાં શ્રદ્ધા પૂર્વક અનિષિદ્ધ વ્યવહારો કરવાથી ભગવાન્ કૃપા કરી પ્રકટ દર્શન દે છે, અને તે દર્શન થવાથી જે આનંદ થાય છે તે જ્ઞાનીજનોના ફળ રૂપ જે મોક્ષ તેથી પણ અધિક છે. શ્રીપુરૂષોત્તમજી અને શ્રીકલ્યાણરાયજી અને શ્રીવ્રજરાયજી અને શ્રીગોકુલનાથજી આ વિષય પર વધારે અને અપૂર્વ લખતા નથી જેથી અનુવાદ કર્યો નથી બે પક્ષ તો સઘળાઓએ સ્વીકૃત છે. આ આઠમા શ્લોકનો સારાંશ જે—

શ્રીગંગાજીનાં જેઓને દર્શન થયાં છે તેવા ભકતોએ અને જેઓને શ્રીગંગાજીનાં દર્શન નથી થયાં તેઓએ શ્રીગંગાજી આ પ્રવાહમાં બીરાજે છે, એમ સમજીને શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રાબાધિત સકલેષ્ટ વ્યવહાર કરવા. આવા ભકતને સર્વત્ર ગંગાજીના દર્શનાનુભાવથી ગંગા દર્શન જન્ય જે ફળ શાસ્ત્રોકત છે તેથી વિશેષ દેખાય છે કારણ કે સર્વત્ર તે ભાવ રહે છે. તેમજ ભગવાનના વિષયમાં પણ સઘળી કોટિઓ પોતાની મેળે મેળવી લેવી. આ ગંગાજીનું તો કેવળ દૃષ્ટાંત દેવામાં આવે છે. અને વિષય તો ભગવાનનો છે અને તે ભકિતમાર્ગીય છે. આપ લોકો આ વિષયને સાધારણ ના સમજતાં આ પર સારૂ લક્ષ આપશો કારણ કે શાસ્ત્રીય વિષય છે અને આજકાલ પ્રક્રિયા લોપાઈ ગઈ છે. ૮

છઠ્ઠા સાતમા અને આઠમા શ્લોકમાં જે ગંગાજીના દૃષ્ટાંતથી કેહેવામાં આવ્યું તે હવે દર્ષ્ટાંતિકની સાથે મેળાવે છે.

**મૂલમ્—યથા જલં તથા સર્વં યથા શક્તા તથા બૃહત્ ॥**
**યથા દેવી તથા કૃષ્ણસ્તત્રાપ્યેતદિહોચ્યતે ॥૯॥**

**સાન્વયપદાર્થઃ—યથા** જેમ **જલં** (દેખાતું પ્રવાહરૂપી) જલ **તથા** તેમ **સર્વં** બધું જગત્ **યથા** જેમ **શક્તા** (પાપાદિક નિવૃત્ત કરવામાં) શકિતવાલાં (તીર્થરૂપ શ્રીગંગાજી) **તથા** તેમ **બૃહત્** અક્ષરબ્રહ્મ (અને) **યથા** જેમ **દેવી** દેવતારૂપી (આધિદૈવિકી શ્રીગંગાજી) **તથા** તેમ **કૃષ્ણઃ** (સર્વજ્ઞ—સર્વ શકિતમાન) શ્રીકૃષ્ણ (જાણવા હવે) **ઇહ** આ સિદ્ધાન્ત વિષે **તત્ર** તે (આધિદૈવિક વિચાર)માં **અપિ** પણ **એતત્** એ (આગળ કહેવાનું) **ઉચ્યતે** કહીએ છીએ.

શબ્દાર્થ—જેમ દેખાતું પ્રવાહરૂપી જલ તેમ બધું જગત્, જેમ પાપાદિક નિવૃત્ત કરવામાં શક્તિવાલાં તીર્થરૂપ ગંગાજી તેમ અક્ષરબ્રહ્મ અને જેમ દેવતારૂપી આધિદૈવિકી શ્રીગંગાજી તેમ સર્વજ્ઞ-સર્વશક્તિમાન શ્રીકૃષ્ણ જાણવા. હવે આ સિદ્ધાન્ત વિષે

તે આધિદૈવિક વિચારમાં પણ એ આગળ કહેવાનું કહીએ છીએ. અથવા જગત રૂપમાં પણ આગળ જે કહેવાનું છે તે કહિએ છીએ.

ભાવાર્થ—ગંગાજીનાં ત્રણ પ્રકારનાં સ્વરૂપ કહેવામાં આવ્યાં તે તો એક દૃષ્ટાંત છે. પરંતુ પ્રકૃતમાં તો બ્રહ્મનો વિષય છે માટે તે બ્રહ્મની સાથે મેલાવવાં જોઇએ એમ સમજી શ્રીમદાચાર્ય ચરણ નવમા શ્લોકમાં તેજ મેળવે છે. જેમ ગંગાજીનું આધિભૌતિક રૂપ જલ છે તેમ અહીં આ જે પ્રપંચ છે, તે બ્રહ્મનું આધિભૌતિક રૂપ છે. અને જેમ ગંગાજીનું આધ્યાત્મિક રૂપ તીર્થાત્મક છે. કે જે બીજા જળથી શ્રેષ્ઠ અને પાપ નિવારણાદિમાં સમર્થ છે. જેમાં સ્નાનાદિક કરવાથી શાસ્ત્રોક્ત પુણ્ય ફળ મળે છે તેમ આંહિ બૃહત્ છે. તેજ અક્ષરબ્રહ્મ કહેવાય છે. તે આધ્યાત્મિક છે અને જેમ મૂર્તિમતી દેવી એ આધિદૈવિક છે તેમ સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ તે આધિદૈવિક છે. આ પ્રમાણે સમજી લેવું. હવે આધિભૌતિક જે ગંગાજીનું રૂપ જળ છે તે એકજ પ્રકારનું છે, અને અહીં એટલે આ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં જે પ્રપંચ છે તેમાં કાંઈ વધારે કલ્પના કરવામાં આવી છે જે દશમા શ્લોકમાં આવશે ઇત્યાદિ તારતમ્ય છે માટે શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે આ સિદ્ધાન્તમાં આ કાંઇ વધારે કહીએ છીએ.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં જે પૂર્વોક્ત છે તે પ્રમાણેજ કહે છે અને દૃષ્ટાન્તમાં અને દાર્ષ્ટાંતિકમાં વધારે અંશ મેળાવે છે જેમ કે—જેણે ગંગાજીનાં દર્શન કર્યાં છે એવા જે ભક્તજન છે તે જેમ શ્રીગંગાજીનું આધિભૌતિક રૂપ જે જળ છે તેમાં ગંગાજીનું સ્થાન છે એમ સમજીને જે જળમાં અનિષિદ્ધ વ્યવહારો કરે છે, અને તીર્થના દર્શનથી જેમ બીજા જળથી અધિકપણું અને માહાત્મ્ય બુદ્ધિ રાખે છે તેમ જે ભગવદ્ભક્તને ભગવાનનું દર્શન થયું છે તેવા ભગવદ્ભક્તને ભગવત્સ્વરૂપ અને ગુરૂ આદિથી આ સઘળા પ્રપંચમાં પ્રાણિમાત્રમાં ભગવદ્ભાવનું સ્ફુ-

રણુ થાય છે, અને અક્ષરબ્રહ્મમાં જ્ઞાનિયે માનેલા મોક્ષથી પણુ અધિક ભાવ જે ભગવદ્ધામપણુારૂપ અક્ષરજ્ઞાનાત્મક ફળ પણુ થાય છે, અને જેને શ્રીગંગાજીનાં દર્શન થયાં નથી એવા શ્રદ્ધાલુ ભક્તજનનો જેમ ગંગાજળવતી શ્રદ્ધાપૂર્વક સ્નાનાદિ વ્યવહાર અને તીર્થમાં બીજા જળથી આધિક્યનું જ્ઞાન ફળ જેમ ક્રમથી થાય છે, તેમજ જેને ભગવત્સાક્ષાત્કાર થયો નથી એવા શ્રદ્ધાળુ ભગવદ્દભક્તે ભગવત્સ્વરૂપ જે પ્રતિમા આદિમાં શ્રદ્ધાપૂર્વક સેવાદિ વ્યવહાર અને અક્ષરબ્રહ્મમાં જ્ઞાનનું ફળ જે મોક્ષ તેથી અધિક જે ભગવદ્ધામનુ પરોક્ષ જ્ઞાન તે થાય છે.

ટિપ્પણુમાં શ્રીવ્રજરાયજી ચતુર્થચરણુનો અર્થ કાંઈ ભિન્ન પ્રકારથી કરે છે તે અહિં લખ્યો છે. જો યુક્ત ભાસે તો ગ્રહણુ કરજો—પહેલે એ સિદ્ધ કરી આવ્યા છીએ કે સેવા ત્રણુ પ્રકારની છે. એક તનુજા બીજી વિત્તજા અને ત્રીજી માનસી આ ત્રણુમાં જે માનસી છે તે ઉત્તમ છે અને ફળરૂપ છે અને પૂર્વોક્ત બે છે તે સાધનરૂપ છે. સાધનરૂપ સેવાથી આ બાબત સિદ્ધ થાય છે જે અહંતા મમતારૂપ સંસારની નિવૃત્તિ અને બ્રહ્મજ્ઞાન પોતાની મેળે સિદ્ધ થાય છે; તો આ પ્રમાણે સઘળું લખીને શા માટે જણુાવવું જોઇએ ? તેના જવાબમાં પોતેજ લખે છે કે તે વાત ખરી છે પણુ આ પ્રપંચમાં બ્રહ્માત્મકપણુાથી જ્ઞાન આ જન્મમાં જોઇએ માટે તેનુ પ્રતિપાદન કરવું જોઇએ માટે શ્રીમદાચાર્યચરણે ઉપપાદન કર્યું છે. જે આ જન્મમાં તેવું જ્ઞાન ન થાય તો સેવાનુ ફળ ભોગ થાય અને ભોગ એ મોક્ષમાં અથવા મુખ્ય જે માનસી સેવા તેમાં પ્રતિબંધક છે એટલે અટકાવ કરનાર છે મોજ મજામાં મસ્ત થઈ ફરનારને માનસી સેવા ક્યાંથી હોય ? ભગવદ્દભાવની સ્ફુરણા ન થઈ હોય તો સઘળું પોતાના સુખને માટેજ સમજવું, અથવા વિના ભાવથી કરેલું ભગવાન્ સ્વીકારેજ નહિ. ભગવાન્ રાજભોગ વગેરેના ભૂખ્યા નથી, પણુ ભાવના ભુખ્યા છે. ભાવથી એક તુલસી દલ અર્પણુ

કર્યું હોય તો તે પ્રસન્નતાપુર્વક પાયસ પ્રાય માને છે. અને વિના ભાવથી અર્પણ કર્યું હોય તો તે સ્વીકારતા નથી. અસ્તુ આ પ્રપંચ અપ્રકૃત જાણી છોડી દેવામાં આવે છે.

આ નવમા શ્લોકનો સારાંશ એ કે જેમ ગંગાજીના ત્રણ સ્વરૂપ બતાવ્યાં તેમ શ્રીભગવાન્‌નાં પણ બતાવવામાં આવ્યાં અને જે પ્રમાણે વ્યવહાર તદ્રૂપમાં ભકતને થાય છે તેમ અહિં ભગવદ્‌ભકતના પણ વ્યવહાર સમજવા. ॥ ૯ ॥

નવમા શ્લોકમાં દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિક મેલવ્યાં જેમકે ગંગાજીનું આધિભૌતિકરૂપ જલ છે આધ્યાત્મિક તીર્થરૂપ, અને આધિદૈવિકરૂપ સમજવા આ દૃષ્ટાંતમાં અને દાર્ષ્ટાંતિકમાં યોજના કરવામાં આવી.

હવે આ વિષયમાં કાંઇક વધારે કહેવું છે. એટલે જેમ ગંગાજીનું આધિભૌતિકરૂપ એક પ્રકારનું છે તેમ અહિં જગત એક પ્રકારનું જાણવું જોઇએ. પણ ત્રણ પ્રકારનું છે. એ વગેરે જણાવવાને શ્રીમદાચાર્ય આ દશમા શ્લોકમાં આજ્ઞા કરે છે—

**मूलम्–जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः।**
**देवतारूपवत्प्रोक्ताः ब्रह्मणीत्थं हरिर्मतः॥१०॥**

સાન્વયપદાર્થઃ–जगत् જગત્ तु તો (જે હેતુ માટે) त्रिविधं (સત્વાદિક ત્રણ ગુણનાં કાર્યપણાએ કરીને) ત્રણ પ્રકારનું प्रोक्तं કહેલું છે ततः તે હેતુથી ब्रह्म विष्णु शिवाः બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણને देवतारूपवत् (ઉપાસ્ય) દેવતાની પેઠે प्रोक्ताः કહેલા છે इत्थं એ રીતે ब्रह्मणि અક્ષરબ્રહ્મ વિષે हरिः દુઃખ હરનારા (શ્રીભગવાન્ પુરૂષોત્તમ) मतः (આધિદૈવિકરૂપ)માનેલાછે.

અર્થ—જગત્ તો ત્રણ પ્રકારનું કહ્યું છે. અને એ ( ત્રણ પ્રકારનું છે ) માટે બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણ રૂપાનુસાર દેવતા પણ કહ્યા છે. અને જે બ્રહ્મભાવ પામ્યો છે તેને ઉપાસના કરવાને હરિજ મનાવેલા છે.

ભાવાર્થ—જગત્ તો ત્રણ પ્રકારનું છે એટલે ત્રિગુણાત્મક છે. અને ત્રણ સ્વભાવથી પ્રકટ છે.

પ્રકાશમાં લખ્યું છે કે જગત્ ત્રણ પ્રકારનું છે. એટલે ત્રિગુણાત્મક છે. એ ત્રણ ગુણો ભગવાનના છે અને ભગવાન્માંથીજ નિકળ્યા છે. માટે શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધના ૨૪ માં અધ્યાયના ૩ શ્લોકમાં કહ્યું છે કે 'પહેલે તો જ્ઞાનમયજ અર્થ હતો' એટલે નિર્ગુણ પરમાત્મા હતા અને પછે તેમણે ગુણોને ઉત્પન્ન કર્યા. તેમજ શ્રીભાગવતના દ્વિ૦ સ્કંધના અધ્યાય ૫ માં શ્લોક ૧૮ માં કહ્યું છે કે—

**सत्वं रजस्तम इति निर्गुणस्य गुणास्त्रयः ।**
**स्थितिसर्गनिरोधेषुगृहीता मायया विभोः ॥**

અર્થ—સત્વ, રજ, અને તમ એ નિર્ગુણ પરમાત્માના ગુણો છે. જગત્ કર્ત્તાના ત્રણ ગુણોનો માયાએ જગત્ની ઉત્પત્તિમાં સ્થિતિમાં અને પ્રલયમાં ઉપયોગ લીધો છે.

ભાવાર્થ—જેમ કરોળીયો જાળું કરવાસારૂં પહેલે લાળ કહાડે છે. અને પછે તેથી જાળું બાંધે છે તે અહિં ભગવાન્ પણ ત્રણ પ્રકારના જગત્ની સૃષ્ટિને વાસ્તે પહેલે ત્રણ ગુણોને પોતામાંથી ઉત્પન્ન કરે છે. ગુણરૂપ છે માટે ગુણ શબ્દથી વ્યવહાર છે. સદ્રૂપથી નિર્ગત જે ગુણ તે સત્વ કહેવાય, અને કેવલ ચિદ્રૂપથી નિર્ગત તેમ ક્રિયાશક્તિ પ્રધાન ને વળી સદાનંદનો અભાવ જેમાં તે રજોગુણ કહેવાય છે, અને આનંદાંશથી તમોગુણ ઉત્પન્ન કર્યા છે. તે સઘળા ભગવદ્રૂપ છે કારણ કે ભગવાનેજ ઉત્પન્ન કર્યા છે. ભગવાન્ તો નિર્ગુણ છે. એમ તે ગુણો જગત્ની ઉત્પત્તિ, પાલન ને પ્રલયને સારૂ ઉપયોગમાં લીધા છે. ઉપયોગમાં પણ માયાયે કરીને લીધા છે. તો માયા એ કારણ છે માયા આ એક ભગવાન્ની શક્તિ છે, તે જગત્ને ઉત્પન્ન કરે છે. આ માયા મિથ્યા નથી કારણ કે ભગવાન્ના અંતઃકર-

ણુમાંથી ઉત્પન્ન થઇ છે. સર્વ રૂપ ભગવાન્ના સંબંધથી સર્વ પ્રકૃતિરૂપ છે. માયાએ ગુણોને કાર્યાર્થે પ્રકટ કરેલા છે માટે જેમ પુત્ર માતાને વશ રહે છે તેમ ગુણો પણ માયાને વશ છે. આ ત્રણે ગુણોનું મૂલ તો શ્રીસચ્ચિદાનંદ ભગવાન્ છે. અને તેથી ત્રિગુણાત્મક આ જગત્ છે અને તે ત્રિસ્વભાવથી પ્રકટજ છે. ગુણોનો સ્વભાવ ગીતાજીના ૧૪ અધ્યાયમાં પ્રસિદ્ધ છે. સર્વ ગુણોનો બંધકપણાનો સ્વભાવ છે. તે ગુણો જીવનું બંધન કરે છે. સત્વગુણ, રજોગુણ ને તમોગુણ શાથી શાથી જીવનું બંધન કરે છે ? તે ગીતાજીમાંજ લખવામાં આવ્યું છે. જેમકે--

**तत्र सत्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

અર્થ--સત્વ રજ તથા તમ એ ત્રણ ગુણોમાંજ જે ઉત્તમ ગુણ સત્વ છે તે નિર્મલ છે તેથી પ્રકાશક છે અને નિરોગનો હેતુ છે. તેથી સુખના સંગે કરી અને જ્ઞાનના સંગે કરી જીવને બાંધે છે, એટલે લૌકિક સુખમાં મગ્ન કરી લૌકિક વૈદિક ક્રિયામાં પુરૂષને પ્રવૃત્ત કરી તે તે સુખભોગ સાધન યોનિમાં જન્મ અપાવે છે, તેથી સત્વગુણનો પણ બંધકત્વ સ્વભાવ છે તેમ રજોગુણનો પણ તેવોજ સ્વભાવ છે—

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

અર્થ—હે અર્જુન ! રજોગુણને અનુરાગાત્મક જાણ અને તે તૃષ્ણાને અને આસંગને ઉત્પન્ન કરે છે જે પદાર્થ પ્રાપ્ત નથી થયો તેનો અભિલાષ એ તો તૃષ્ણા અને જે મળેલ છે તેમાં પ્રીતિ, આસક્તિ તે આસંગ આ બન્નેને ઉત્પન્ન કરે છે, તે રજોગુણ કર્મ કરાવીને જીવને બાંધે છે જેટલે અપ્રાપ્ત પદાર્થની ઇચ્છાથી પાપ પુણ્યરૂપ કર્મ કરવાં પડે છે, અને તેનો સંગ થાય છે માટે જીવને બંધ થાય છે. તેમ તમોગુણનો પણ બંધકત્વ સ્વભાવ છે જેમકે—

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तं निबध्नाति भारत ॥ ८ ॥**

અર્થ—હે અર્જુન ! તમોગુણની ઉત્પત્તિ અજ્ઞાનથી જાણ, તે સર્વ પ્રાણિને વિપર્યય જ્ઞાન કરે છે. એટલે મોહ કરે છે. અને પ્રમાદે કરી, આલસે કરી અને નિદ્રાએ કરી જીવને બાંધે છે. પ્રમાદ એ સમજવો જે કરવાનું કામ હોય તેમાં ભૂલથાપ આપી ન કરવાના કામમાં પ્રવૃત્તિ. આલસ્ય એકે જે કરવાનું કામ છે તેનો આરંભ ન કરવાનો સ્વભાવ. અને નિદ્રા તે કે, જ્યારે પુરૂષની ઇંદ્રિયોની પ્રવૃત્તિ શાંતિ કરી જે સકલ ઇંદ્રિયોની પ્રવૃત્તિની ઉપરાત થાય તે નિદ્રા. બાહિરની ઇંદ્રિયોની પ્રવૃત્તિ ઉપરતિ તે સ્વપ્ન અને મનની પણ પ્રવૃત્તિની ઉપરતિ છે તે સુપુપ્તિ, તેમજ યોગ શાસ્ત્રમાં પણ નિદ્રાનું લક્ષણ કહ્યું છે કે—

**अभावप्रत्ययालंबना वृत्ति र्निद्रा ॥ पातंजल सू. १०**

અર્થ—અભાવ જ્ઞાનનો આશ્રય કરીને જે વૃત્તિ તે નિદ્રા.

ભાવાર્થ—તમો ગુણની વૃદ્ધિ થાય છે જ્યારે અજ્ઞાન ઘણું વધી જાય છે તે વાસ્તે બધા પદાર્થનો અભાવ જણાય છે તેનો આશ્રય કરીને જે વૃત્તિ રહે છે તે નિદ્રા કહેવાય.

આ નિદ્રાથી પણ જીવને બંધ થાય છે એ પ્રમાણે ગુણોનો બંધકત્વસ્વભાવ છે તે સુપ્રસિદ્ધ છે. મૂલ શ્લોકમાં તુ શબ્દ મૂકવામાં આવ્યો છે તેનો એ અભિપ્રાય જે ગંગાજીનું આધભૌતિક રૂપ જે જળ તેમાં કાંઈ ત્રણ પ્રકાર નથી હોતા, આ તો કેવળ જગતમાંજ છે જેમ જગત્ ત્રણ પ્રકારનું છે, તેમ તેના ઉપાસના કરવાના દેવતા પણ ત્રણ છે. એમ તે તે શાસ્ત્રમાં કહ્યા છે. દેવતા એ સ્રી પ્રત્યયાંત શબ્દથી એ તાત્પર્ય પ્રકટ થાય છે કે એ પણ પરતંત્ર છે, તે પણ પુરાણપુરૂષને અધીન છે. ત્યારે તે બ્રહ્મા વિષ્ણુ અને શિવને શાને વાસ્તે કર્યા ? એ પ્રશ્ન ઉપજે છે. તેના ઉત્તરમાં કહે છે કે એક એક ગુણને નિયમમાં રાખવા

સારૂ. સત્વગુણના નિયામક વિષ્ણુ છે. રજોગુણના નિયામક બ્રહ્મા છે. અને તમોગુણના નિયામક શિવ છે. વિષ્ણુને તથા બ્રહ્માને અને શિવને પુરૂષોત્તમેજ કર્યા છે. કારણકે પુરૂષોત્તમ સર્વ નિયામક છે, અને સ્વતંત્ર છે. બ્રહ્માદિક સ્વતંત્ર નથી. અને તે ગુણાભિમાની દેવોને કાલકૃત ભય રહ્યું આવે છે. ત્રિવિધ પુરાણોમાં પ્રકૃતિ પુરૂષ નિયામકપણાથી પણ બતાવેલા છે. તે ઉપરથી આમ સમજવું જે સર્વ નિયામક તો પુરૂષોત્તમજ છે; અને ગુણાભિમાની તો એક એક ગુણાનિયામક છે. કોઈ સ્થાનમાં સર્વ નિયામકપણાથી વર્ણન હોય તો અભેદ બુદ્ધિથી જાણવું, જેમ દ્વાસુપર્ણા શ્રુતિમાં જીવ અને ઇશ્વરનો ભેદ વર્ણવેલો છે અને કોઈ સ્થાનમાં તદનુપ્રવિશ્ય ઇત્યાદિકમાં તેનોજ પ્રવેશ છે એમ કહ્યું છે અને કાર્યભેદથી ભેદ છે એમ જણાય છે, કલ્પભેદથી બેય વાત માનવી જોઈએ, તેમ અહીંઆં પણ સમજી લેવું આ વિષય શ્રી પુરૂષોત્તમજી કૃત પ્રકાશમાં જોવો.

હવે આ વિષયમાં યોજનામાં શું લખ્યું છે તે પર ધ્યાન દેવું જોઈએ, જગત્ ત્રણ પ્રકારનું છે. એટલે ત્રણ સ્વભાવથી પ્રકટ છે, એ અર્થ તો પૂર્વોક્ત પ્રમાણ છે અને બાકીમાં કાંઈક ભેદ છે. તે આ પ્રમાણે, આધિદૈવિકમાં ભેદ કહે છે—'બ્રહ્મા વિષ્ણુ શિવને દેવતા રૂપની પેઠે કહ્યા છે, આનો આ અભિપ્રાય કે જેમ ગંગાજી દેવતા રૂપ છે. અને તેની બીજી માતા વગેરે મૂર્તિ છે અને તે ગંગાજીના અંશભાવથીજ છે. તેમજ શ્રીપુરૂષોત્તમ સર્વના અંશી છે અને બ્રહ્માદિ તેના અંશભૂત છે. પુરાણાદિકમાં પણ વાત પ્રસિદ્ધ છે જે પુરૂષોત્તમના અંશભૂત બ્રહ્મા વિષ્ણુ અને શિવ છે. તેજ બ્રહ્માદિ અંશ છે, તે રાજસાદિ સ્વભાવનો પ્રકાશ કરનાર છે, અને જગત્નો નિયમ કરે છે. એટલે ઉત્પત્યાદિ કાર્યમાં નિમેલ છે. આનો સ્પષ્ટ અર્થ એ જે એક એક ગુણના સ્વભાવને પ્રકાશ કરનાર અને જગત્ સંબંધિ એક એક કાર્યમાં નિમાયેલા બ્રહ્માદિક છે. જેમકે રાજસ સ્વભા-

વને પ્રકાશ કરનાર અને જગતની ઉત્પત્તિમાં નિમાયેલા બ્રહ્મા છે, સત્વ સ્વભાવને પ્રકાશ કરનાર અને જગત્‌ની રક્ષામાં નીમેલા વિષ્ણુ છે, અને તામસ સ્વભાવને પ્રકાશ કરનાર અને જગતના સંહારના કાર્યમાં નીમેલ શિવ છે. આ પ્રમાણે પુરૂષોત્તમના ત્રણે અંશ છે. અને પુરૂષોત્તમ તો નિરવધિઆનંદાત્મક ગુણાતીત નિર્ગુણ રસાત્મક લીલામાત્ર કરનાર છે. બ્રહ્માદિક શ્રી કૃષ્ણના અંશ છે. માટે આધિદૈવિક રૂપમાં ગણના કરે છે. શ્રીમદ્‌ભાગવતના પ્રથમસ્કંધના બીજા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં કહ્યું છે કે સત્વ, રજ, અને તમ એ પ્રકૃતિના ગુણ છે અને એ ગુણોથી યુક્ત જે પર પુરૂષ છે. તે આ જગત્‌ની રક્ષા ઉત્પત્તિ આદિ માટે વિષ્ણુ, બ્રહ્મા, હર આદિ નામોને ધારણ કરે છે. આ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે જે એ કૃષ્ણના અંશ છે. તેમ એવું પણ વચન છે કે તારામાં મારામાં (ભગવાનમાં) અને શિવમાં કાંઈ પણ ભેદ નથી, તેમજ બ્રહ્મવૈવર્તપુરાણમાં આ વાત ખુલ્લી છે જે બ્રહ્માદિ ત્રણ દેવો શ્રીકૃષ્ણના અંશ છે આજ હેતુથી શ્રીમદાચાર્યચરણે નિબંધમાં કહ્યું છે કે—

स एव हि जगत्कर्त्ता तथापि सगुणो न हि ।
गुणाभिमानिनो ये वै तदंशाः सगुणास्मृताः ॥
कर्त्ता स्वतंत्र एव स्यात् सगुणत्वे विरूध्यते ।

અર્થ—તેજ જગતને કરનાર છે પરંતુ સગુણ નથી. (ત્યારે સગુણનું શું લક્ષણ એ જણાવે છે) જે ગુણોએ કરી અભિમાનિયો છે તે. તેના અંશ રૂપ બ્રહ્મા વગેરે દેવતા સગુણ છે જો તેઓને દેહ ઇંદ્રિયાદિમાં અભિમાન નથી. તોપણ ગુણોએ કરી અભિમાની છે એટલે ગુણાભિમાન તો છે, માટે સગુણ પણું જાણવું. જે તે ગુણો છે તે જગતની ઉત્પત્તિ રક્ષા આદિમાં હેતુ છે. જો ગુણાભિમાન ન હોય તો જગતની ઉત્પત્તિ વગેરે કાર્ય કોણ કરે? લોકમાં પણ જેને જે કાર્ય સોંપેલું હોય તેને તે કાર્યની ફિકર રહે. જો કોય પણ પ્રકારનું બ્હાનું ન હોય તો કાર્ય કોણ કરે!

માટે પુરૂષોત્તમે પોતાના અંશ રૂપ ગુણાભિમાની બ્રહ્માદિકને જગદુત્પત્તિ વગેરે કાર્યમાં નિમેલા છે. ભગવાન તો સર્વાત્મા સર્વ નિયંતા મૂલ કર્ત્તા છે એટલે એને ગુણોપાધિનું કામ નથી, જે કર્ત્તા હોય છે તે સ્વતંત્ર હોય છે. એમનું સગુણપણું કહે તો વિરૂદ્ધ દેખાય છે, જે મૂલ કર્ત્તા છે એ સ્વતંત્ર છે પાણિની પણ કહે છે કે **स्वतंत्रः कर्त्ता** ક્રિયામાં જે સ્વતંત્ર પણાથી કહેવા ધારેલો અર્થ, તે કર્ત્તા કહેવાય. માટે શ્રીકૃષ્ણ સ્વતંત્ર છે. આ એક સાધારણ દૃષ્ટાંત છેકે કોઈ રાજાએ કોઇ કાર્ય કરવા કારભારીને ફરમાવ્યું ત્યારે તે પરતંત્ર છે માટે તેણે તે કાર્ય કર્યું; હવે કોઈ પછે કે રાજાએ એ કાર્ય કરવા કોની પ્રેરણાથી ફરમાવ્યું ? તેનો ઉત્તર એજ કે રાજા સ્વતંત્ર છે, તેથી પોતાની ઇચ્છા પ્રમાણે પ્રધાનને તેણે પ્રેરણા કરી. તેમ પરમાત્માના વિષયમાં પણ સમજવું, જ્યારે પરમાત્માને જગત કરવાની ઇચ્છા થઈ, ત્યારે ગુણાભિમાનિ પોતાના અંશભૂત બ્રહ્માદિકને આજ્ઞા કરી માટે ભગવાન સ્વતંત્ર છે. બ્રહ્માદિક પરતંત્ર છે આ વાત સિદ્ધ થઇ. હવે બ્રહ્માદિક ભગવાનના અંશ છે તે તો પૂર્વોક્ત વચનથી સિદ્ધ છે તો પણ નિબંધના બીજા પ્રકરણમાં પણ શ્રીઆચાર્યજીએ આજ્ઞા કરી છે.

**अंतर्याम्यक्षरं कृष्णो ब्रह्मभेदा स्तथापरे ॥**
**स्वभावकर्मकालाश्च रुद्रो ब्रह्मा हरिस्तथा ॥**

અર્થ—અંતર્યામી—અક્ષર—અને કૃષ્ણ એ ત્રણ પ્રકારથી પરબ્રહ્મ છે અક્ષરના ત્રણ ભેદ સ્વભાવ—કર્મ—કાલ—શ્રીકૃષ્ણના ત્રણ ભેદ—બ્રહ્મા—રૂદ્ર—અને વિષ્ણુ છે આ પ્રકરણમાં શ્રીકૃષ્ણના અંશ ભૂત છે એમ કહ્યું છે.

ગીતાજીમાં પણ આ વિષય પર આમ લખ્યું છે કે—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोक्षर उच्यते ॥ १६ ॥**

અર્થ—લોકમાં આ—બેજ ક્ષર અને અક્ષર (નામના) પુરૂષ

છે, સર્વ ભૂત (પ્રાણી માત્ર) ક્ષર કહેવાય છે, અને કૂટસ્થ તે અક્ષર કહેવાય છે.

ભાવાર્થ—ભગવાન્ અર્જુનને કહે છે. આ લોકમાં ક્ષર અને અક્ષર એ બેય પુરૂષજ છે, એમાં કોઇ સ્ત્રીપ્રકૃતિકનથી, તે માંહેલો કોઇ એક કેવલ જડ પણ નથી. કેવલ જડને પુરૂષ કેમ કહી શકાય? આજ અર્થ જણાવવાને ( एवच ) આ–શબ્દ શ્લોકમાં કહ્યા છે. ક્ષર કોને કહેવો ? અને અક્ષર કોને કહેવો ? તેનાં લક્ષણ મૂળમાંજ કહેવામાં આવ્યાં છે. સર્વ ભૂત તે ક્ષર કહેવાય, સર્વ શબ્દે કરી બ્રહ્માથી તે તૃણ પર્યંત ભૂત (પ્રાણી માત્ર), ક્ષર કહેવાય, ક્ષરનો યૌગિક અર્થ એ છે કે “ क्षरतीति क्षरः ” ખરે તે ક્ષર કહેવાય એટલે “ जायते म्रियते ” ઇત્યાદિ વિકારવાન્ પદાર્થ ક્ષર કહેવાય જો કે બ્રહ્માદિકમાં રહેલા જીવને ઉત્પન્ન થવું, મરણ પામવું, આદિ વિકાર નથી; કારણ કે જીવ ભગવાન્નો અંશ છે, ગીતાજીમાંજ ભગવાને કહ્યું છે જે “મારો અંશ જીવ લોકમાં ઘણા વખતથી જીવ થયો છે,” ઉપનિષદ્‌માં પણ દૃષ્ટાંતથી કહ્યું કે જેમ પ્રદીપ્ત અગ્નિમાંથી તણખા નીકળે છે તેમજ આત્મામાંથી જીવ ઉત્પન્ન થયા છે. તે જીવ ભગવાનનો અંશ છે આ નિર્વિવાદ છે, તે જીવને વિકાર નથી હોતો, પરંતુ માયાની ઉપાધિથી આ પ્રવાહ ચાલ્યો જાય છે. વસ્તુ ગત્યા નાશ કોઇનો થતો નથી કારણકે જગતસત્ય છે. અને થવું અને મરવું એ આવિર્ભાવ અને તિરોભાવ પદવાચ્ય છે. આવિર્ભાવ અને તિરોભાવ એ પરમાત્માની શક્તિ છે. જે પદાર્થનો તિરોભાવ થયો હોય તે પદાર્થ મિથ્યા છે, માયિક છે એમ નહિ કહી શકાય. માટે પ્રકૃતમાં બ્રહ્માથી લઇ તૃણ પર્યંત સર્વ પદાર્થનો આવિર્ભાવ તિરોભાવ થાય છે. તેથી ક્ષર છે. અને જે કૂટમાં રહે છે તે કૂટસ્થ કહેવાય તે અક્ષર કૂટ એટલે મહદાદિ તત્વનો સમુદાય તેમાં રહે છે. જે મૂળભૂત છે, જે ભગદ્ધામ છે, તે અક્ષર કહેવાય. કેટલાક વ્યાખ્યાકારો અક્ષરને સમજે છે અને વ્યાખ્યાન પણ કરે છે કે માયાશક્તિરૂપ કારણ

ઉપાધિ છે. પરંતુ તે કેમ બની શકે ? કારણુ કે અક્ષરમાં પુરૂ-
ષોત્તમ બીરાજે છે, તો અક્ષર ભગવદ્ધામ છે, અને જ્ઞાનીયોને
પ્રાપ્તિનું સ્થાન છે, તો શું જ્ઞાનિ લોકો માયાને પ્રાપ્ત થાય છે, એમ
કાંઈ અર્થ કરી શકાશે ? ના નહીંજ કરી શકાય. અક્ષર એ અં-
તર્યામી રૂપ છે અને તે અવિનાશી છે. જીવાત્મા ક્ષર શબ્દ વાચ્ય
છે, અને પરમાત્માના સદ્ અને ચિત્ એ બે અંશમય છે. અને
અક્ષર અંતર્યામી છે અને સચ્ચિદાનંદમય છે. અક્ષર ગણિતાનંદ છે
અને પુરૂષોત્તમ પૂર્ણ છે, અગણિતાનંદ છે. અક્ષરની પ્રાપ્તિ થયા
પછી પણ પુરૂષોત્તમ પ્રાપ્તિ બાકી રહે છે. અને પુરૂષોત્તમની પ્રા-
પ્તિ પછી બાકી કાંઈ રહેતું નથી. આ વિષયક ભગવત દશમ
સ્કંધ ૨૯-૩૯ वीक्ष्यालकाऽऽवृत मुखं આ શ્લોકના વ્યાખ્યાનમાં
શ્રીમદાચાર્યચરણે સુબોધિનીમાં વર્ણવેલું છે. આ ઉપરથી એ સિદ્ધ
થયું જે ક્ષર જીવાત્મા અને અક્ષર તે ભગવદ્ધામ અંતર્યામી.
હવે પુરૂષોત્તમનું પણ વર્ણન કર્યું છે—

उत्तमः पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृतः ॥
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

यस्मात्क्षरमतीतोहमक्षरादपि चोत्तमः ॥
अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

અર્થ—ઉત્તમ પુરૂષ તો અન્ય છે, જેને પરમાત્મા કહે છે, જે ત્રણ લોકમાં રહી સર્વનું ભરણ કરે છે, તે પોતે વિકૃતિ રહિત છે, અને સર્વને નિયમમાં રાખે છે.

ભાવાર્થ—જીવ-અને આત્મા આ વિલક્ષણ છે. જીવ સત અને ચિત્ આ બે અંશમાંથી થયો છે, અને અક્ષર સચ્ચિદાનંદમય છે, અને આ પુરૂષોત્તમ અગણિતાનંદ છે. હવે અહિં શંકા આવે છે જે અક્ષર અને પરમપુરૂષ આ બન્નેમાં શો તફાવત ? તેનો ઉત્તર—અક્ષર આત્મા છે અને આ પરમાત્મા છે. જેમ ગંગાજી અને ગંગાજીની અધિદેવતા છે તેમ અક્ષર અને

પુરૂષોત્તમ છે. અક્ષર એ પુરૂષોત્તમનું ધામ છે. જેમ આધિદૈવિક ગંગાજીનાં દર્શન ગંગાજીમાં થાય છે, તેમ પુરૂષોત્તમનાં દર્શન અક્ષરમાં થાય છે. બીજું પણ જે મુક્તનું પ્રાપ્તિ સ્થાન તે પણ અક્ષર કહેવાય છે, તેમ સાંખ્ય યોગથી જે સ્વરૂપાવસ્થાન રૂપ મુક્તિ વર્ણવેલી છે, તે દશાવાલાનું પણ અક્ષર શબ્દે કરી વર્ણન આવે છે. પુરૂષોત્તમ તો આથી વિલક્ષણ અદ્ભુત ઐશ્વર્યશાલી છે અને નિત્ય બદ્ધ મુક્તથી અન્ય જ છે. શ્રીભાગવત સ્કંધ એકાદશ અધ્યાય ૧૦ શ્લોક ૧

**बद्धोमुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः**

અર્થ—બદ્ધ અને મુક્ત એ જે મારી આખ્યા છે તે ગુણથી છે કાંઇ તત્વથી જોતાં બંધ મોક્ષ નથી.

ભાવાર્થ—ભગવાન ઉદ્ધવજીને કહે છે જે ક્ષર રૂપથી હું બદ્ધ છું અને અક્ષર રૂપથી એટલે આત્મા રૂપથી હું જ મુક્ત છું એ જે મારી વિશેષ વિવેચના છે તે સત્વ રજ તમોગુણથી છે અથવા ઇચ્છાથી છે એટલે ભગવાન એથી વિલક્ષણ છે ભગવાનનો બંધ અને મોક્ષ નથી એતો નિત્ય બદ્ધ મુક્ત સ્વભાવથી વિલક્ષણ છે. જે નિત્ય નિરવધિઆનંદાત્મક છે. પ્રકૃતમાં જોતાં ક્ષર, અક્ષર, અને પુરૂષોત્તમ એ આ બે શ્લોકોથી વર્ણવેલા છે. તેજ આ સિદ્ધાન્તમુક્તાવલીમાં શ્રીઆચાર્યજી એ परं ब्रह्मतु कृष्णो हि અહીંથી પ્રારંભી देवतारूपवत्प्रोक्ता અહીં સુધી પ્રપંચ, અક્ષર, અને શ્રીકૃષ્ણ કહ્યા છે. હવે એમાં અને આમાં પણ સર્વ સાધારણ શંકા આવવા અવસર મળે છે કે ગીતાજીમાં ક્ષર, અક્ષર અને પુરૂષોત્તમ એ ત્રણ જાદા જુદા કહેલા છે માટે એતો દ્વૈત થયું. એ કાંઇ શુદ્ધાદ્વૈત ન કહેવાય. આ શંકાનું સમાધાન એજ કે દ્વૈત તો છેજ નહીં કારણ કે સર્વનું ઉપાદાન કારણ પુરૂષોત્તમજ છે, અને જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સર્વ બ્રહ્મ છે એવું ભાન થાય છે. માટે ગીતાજીમાં પણ કહ્યું છે કે—

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति समहात्मा सुदुर्लभः ॥ (७–१९)**

અર્થ—અનેક જન્મના અંતે જ્ઞાનવાન્ ભગવત્ શરણ પ્રાપ્ત થાય છે. આવો ભક્ત પણ દુર્લભ છે અને તેમાં પણ સર્વ વાસુદેવ છે આવો જ્ઞાનવાન્ મહાત્મા સુદુર્લભ છે.

ભાવાર્થ—પૂર્વમાં ચાર પ્રકારના ભક્તો વિષયક કથન કરેલું છે તેમાં જ્ઞાનીની મોટાઈ કહી છે; કારણ કે માહાત્મ્યજ્ઞાન પૂર્વક જે ભગવાન્માં સ્નેહ છે તેજ ભક્તિપદવાચ્ય છે. અજ્ઞાની ભક્તથી જ્ઞાનીની ઉત્તમતા છેજ. હવે તે જ્ઞાન કેવા પ્રકારનું જોઈએ, ત્યાં કહે છે કે સર્વ બ્રહ્મ છે. આમાં ભેદ ન રાખે અને તે જ્ઞાન પણ ભગવદ્વિષયક હોય. આત્મજ્ઞાન તો કદાચિત એક જન્મમાં પણ પ્રાપ્ત થાય પરંતુ ભગવદ્જ્ઞાન તો અનેક જન્મે થાય છે. તે પણ ક્યારે કે જ્યારે શરણાગતિ થાય તે પછી પૂર્વ પૂર્વ જન્માર્જિત સુકૃતના સંચયથી ભગવન્ મહિમા જાણીને સેવાદિક કરે ત્યારે ભગવાન્ સંતુષ્ટ થઈ સ્વવિષયક સઘળું જ્ઞાન દીએ છે. તે એજ કે સર્વ વાસુદેવ છે એટલે કૃષ્ણ છે એવું અખંડ અદ્વૈતનું ભાન થાય છે. એજ બ્રહ્મજ છે એમ જ્ઞાન થાય તેવા ભક્ત મહાત્મા ઘણો દુર્લભ છે શ્રીમહાચાર્યજીએ નિબન્ધમાં પણ કહ્યું છે. **अखंडाद्वैतभानेतु सर्वं ब्रह्मैव नान्यथा ॥** તેમ શ્રુતિઓ પણ કહે છે કે, '**सर्वं खल्विदं ब्रह्म**' આ સઘળું બ્રહ્મ છે. **ऐतदात्म्य मिदं सर्वं** ઇત્યાદિ અનેક શ્રુતિ સ્મૃતિથી આ તો સિદ્ધજ છે કે સર્વ બ્રહ્મ છે માટે દ્વૈત ન સમજવું હવે ટિપ્પણમાં આ શ્લોકનો અર્થ પૂર્વોક્ત પ્રમાણે છે કાંઇક તારતમ્ય છે તે આ પ્રમાણે—

આ શ્લોકમાં જે તુ શબ્દ છે તેનો એવો અર્થ થાય છે કે પૂર્વથી કાંઇક જૂદો પ્રકાર. આ જગત્ બ્રહ્માત્મક છે એમ જ્યારે જણાય છે ત્યારે ત્રિગુણાત્મક છે એમ ભાન નથી રહેતું અને એને નિયામક પણ પુરૂષોત્તમ વિના કોઈ બીજા દેવતા ભાસતા નથી અને જ્યારે જગત્ને ત્રિગુણાત્મક જાણે છે

તે વખતે તેને નિયમમાં રાખનાર બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણે છે એમ સમજાય છે.

શ્રીકલ્યાણરાયજી ટિપ્પણમાં લખે છે કે આ ત્રિગુણાત્મક જગતને નિયમમાં રાખવા બ્રહ્માદિક દેવ શ્રીપુરૂષોત્તમે જ રાજ-સાદિ ગુણોના અધિકારી કર્યા છે, સર્વના નિમાયક તો પુરૂષોત્તમ છે એમ નારદીય પુરાણમાં કહ્યું છે.

**यस्याज्ञया जगत्सर्वं ब्रह्मा सृजाति नित्यशः ॥**

**विष्णुश्चपालको नित्य रुद्रः संहारक स्तथा ॥ १ ॥**

અર્થ—જે પુરૂષોત્તમની આજ્ઞાથી બ્રહ્માજી આ સઘળા જગતને સૃજે છે. અને વિષ્ણુ પાલે છે અને રૂદ્ર નાશ કરે છે.

આ સઘળા દેવ કેવળ પ્રપંચાસક્તનાજ નિમાયક છે કાંઇ જ્ઞાનીના નિમાયક નથી આ વાત શ્લોકના ચતુર્થચરણથી જણાય છે.

**ब्रह्मणीत्थं हरिर्मतः ॥ १ ॥**

અર્થ—બ્રહ્મમાં (નિષ્ઠા છે જેની.) તેવાના નિમાયક હરિ મનાયેલા છે.

ભાવાર્થ—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ રાજસાદિ સ્વભાવવાળા પ્રાણીના નિમાયક છે એ બાબત પર પૂર્વમાં લખવામાં આવ્યું. હવે જે જ્ઞાની છે તેની વધારે વ્યવસ્થા લખે છે જે બ્રહ્મ નિષ્ઠ છે તેના નિયામક તો હરિ છે એના નિયામક કાંઇ બ્રહ્માદિક નથી; કારણ કે એ તો ગુણાતીત છે જેમ હરિ નિર્ગુણ છે તેમ તેને ભજનાર પણ નિર્ગુણ છે, એટલે ગુણ નિયામક જે બ્રહ્માદિ દેવ તેનું નિયમન કેમ કરી શકે? હરિ નિર્ગુણ છે એ શ્રીભાગવત સ્કંધ ૧૦ ઉત્તરાર્ધ ૩૯.—૫

**हरिर्हि निर्गुणः साक्षात् पुरुषः प्रकृतेः परः ॥**

**स सर्वदृगुपद्रष्टा तं भजन्निर्गुणो भवेत्–९**

અર્થ—હરિ, નિર્ગુણ છે અને પ્રકૃતિથી પર છે સર્વના અંતઃકરણમાં રહી જુવે છે તેને ભજે તે નિર્ગુણ થાય છે ઇત્યાદિ અનેક વચન છે.

જે ભક્ત ગુણાતીત છે અર્થાત્ મુક્ત છે તેનો નિયામક હરિ વિના બીજો કોણ હોય ? ભગવાન્ તો સર્વ નિયામક છે એટલે બ્રહ્માદિના પણ નિયામક છે, એવાં પણ વચનો છે કે સૂર્ય ચંદ્ર જેવી પ્રેરણાથી પ્રકાશ કરે છે, વાયુ જેની બીકથી વાયે છે, એમ સર્વ નિયામક, છે અને બ્રહ્મનિષ્ટ થયેલા ભક્તના નિયામક પણ તેજ છે. ગીતાજીમાં પણ કહે છે કે 'તેવા મારા ભકતોનું યોગ ક્ષેમ હુંજ કરૂં છું' માટે તેવા ભક્તના નિયામક હરિજ છે.

આ દશમા શ્લોકનો સારાંશ—આ પ્રપંચ ત્રણ પ્રકારનો છે. એટલે ત્રણ ગુણોથી વ્યાપૃત છે તે ત્રિગુણાત્મક પ્રપંચને નિયમમાં રાખનાર દેવતા પણ ત્રણ છે તે બ્રહ્મા વિષ્ણુ અને શિવ અનેજે ભક્તજન ગુણાતીત છે અને બ્રહ્મૈકરૂપ થયેલ છે તેના નિયામક હરિ છે. ૧૦

દશમા શ્લોકમાં જગત્નું ત્રિવિધપણું કહ્યું તથા જે ભગવદ્‌ભક્ત છે, તેના નિયામક હરિ છે એ પણ કહ્યું. હવે આ અગીઆરમાં શ્લોકમાં તે તે ગુણ સ્વભાવવાળા પ્રાણીને ધારેલાં કામ તે તે દેવોથી મળે છે. અને ભક્ત કામના ભગવાન્ પુરે છે એજ શ્રીમદાચાર્ય આજ્ઞા કરે છે—

**मूलम्—कामाचारस्तु लोकेस्मिन् ब्रह्मादिभ्यो नचान्यथा**
**परमानंदरूपेतु कृष्णे स्वात्मनि निश्चयः ॥११॥**

**सान्वयपदार्थः—अस्मिन्** આ (ત્રણ તરેહના) **लोके** લોકમાં **कामचारः** (ઉપાસકોની) ઇચ્છાએ કરીને (તે તે લોક વિષેની) પ્રાપ્તિ અથવા ભોગ **तु** તો **ब्रह्मादिभ्यः** બ્રહ્માદિકથી **च** જ (થાય છે) **अन्यथा** બીજી રીતે (બ્રહ્માદિક વિના અથવા બ્રહ્માદિકની ઈચ્છા કરતાં બીજી રીતે) **न** નથી (સિદ્ધ થતો) અને **स्वात्मनि** પોતાના આત્માને સારૂ **परमानंद रूपे** નિત્ય અને નિરવધિ આનંદરૂપ **कृष्णे** શ્રીકૃષ્ણમાંજ **निश्चयः** બીજા ઘણા એક કામના સમુદાયથી જુદો પડેલ એવો પરમ આનંદરૂપ કામચાર સિદ્ધ થાયછે.

**અર્થ**—આ લોકમાં બ્રહ્માદિકથી કામ પ્રાપ્તિ થાય છે એટલે (તે તે સ્વભાવવાળાના નિયામક છે) બીજા પ્રકારથી નથી. ભક્તજનોની મનોરથપૂર્તિ તો પરમાનંદરૂપ શ્રીકૃષ્ણમાંજ સ્વાત્મપણાથી નિશ્ચય છે; માટે તેથી થાય છે અથવા ભક્તજનોના સ્નેહાતિશયથી અંતઃકરણમાં બિરાજતા પરમાનંદરૂપ શ્રીકૃષ્ણની પાસે સર્વ પ્રાર્થના કરી શકાય છે બ્રહ્માદિ દેવ લગી શાને જવું જોઇએ?

ભાવાર્થ—પૂર્વ શ્લોકમાં કહ્યું જે બ્રહ્માદિક દેવો લોકના નિયામક છે તો ભગવદ્‌ભક્ત પણ લોકમાં છે તેના નિયામક બ્રહ્માદિક કેમ નથી? તેના ઉત્તરમાં કે લોકમાં બ્રહ્માદિક દેવોથી તે તે સ્વભાવવાળા લોકને પોતાના ધારેલા કામની પ્રાપ્તિ તે થાય છે માટે તે નિયામક છે.

પ્રકાશમાં લખે છે કે બ્રહ્મનિષ્ઠના નિયામક હરિ છે એમ પૂર્વ શ્લોકમાં લખ્યું તો તે કેમ બની શકે? કારણકે જેમ આધિદૈવિકી ગંગાજી પોતાના બે સ્વરૂપ જે અધ્યાત્મ તથા અધિભૂત તેનોજ નિયમ કરે છે કાંઇ ભક્ત જનોનો નિયમ સ્વતઃ કરતાં નથી તેમ ભગવાન્ પણ પોતે પોતાના અધ્યાત્મ અને અધિભૂતનોજ નિયમ કરે પણ ભક્તને સ્વતઃ કાંઇ દઇ શકે નહી, જો એમ છે તો પછે સેવાનો ઉપદેશ શાને જોઇએ? એ શંકાના સમાધાનથી શ્લોકનો અર્થ કહે છે. આ શ્લોકમાં જે તુ શબ્દ છે તે શંકા દૂર કરવાને વાસ્તે છે, આ ત્રણ પ્રકારના ગુણવાળું જગત છે તેમાં અધિષ્ઠાતા જે બ્રહ્માદિક તેઓથી કામચાર છે એટલે તે તે દેવોની ઉપાસના કરનારને કામ ઇચ્છા અને ચાર પ્રાપ્તિ અથવા ભોગ તે તે દેવોથીજ થાય છે બ્રહ્માદિક શિવાય બીજા કોઇથી મનોરથ પૂર્તિ થતી નથી અથવા તે લોકોએ ધારેલા મનોરથથી વિરૂદ્ધ પ્રકારથી પણ થતું નથી; માટે તે તે દેવોનું ભજન તે કરે છે. આ સઘળો અર્થ પ્રકરણને અનુસરતો કરવો **સ્વાત્મનિ** એટલે પોતાના આત્મા સારૂ તો પરમાનંદરૂપ શ્રીકૃષ્ણ

બુમા પદવાચ્ય છે તેથીજ મનોરથ પ્રાપ્તિ છે આત્માવિષયક કામ પ્રાપ્તિ કાઇ દેવથી થતી નથી તે તો લૌકિક સાવધિક ફળ દઇ શકે છે નિરવધિસુખ પ્રાપ્તિ તો પરમાનંદરૂપ પુરૂષોત્તમથીજ મળે છે. આ શ્લોકમાં *स्वात्मनि એ સપ્તમી વિભક્તિ છે તે ચતુર્થીના અર્થ સમાન અર્થવાળી છે. વિવૃતિમાં નિશ્ચય પદનો અર્થ કામચાર એમ શ્રીવિઠ્ઠલનાથજીએ કર્યા છે તે પ્રકાશમાં સિદ્ધ કરે છે. નિઃ चय એવા બે શબ્દ મળીને નિશ્ચય એ શબ્દ તો निः નો અર્થ કે નિકળ્યો. અને चय નો અર્થ ઢગલો. સમુદાય જે સમુદાયમાંથી નિકળ્યો તે નિશ્ચય એટલે અનેક કામના સમુદાયમાંથી નિકળ્યો તે પરમાનંદ; જે સઘળા માણુસ જન્મથી સુખ ઇચ્છે છે. તો તે પરમસુખ રૂપ તો પુરૂષોત્તમ છે માટે તેજ કામચાર છે એટલે પોતાના મનોરથની પ્રાપ્તિ છે. ભક્તના મનોરથપુરક પરમાત્મા છે. કાંઈ બ્રહ્માદિ ગુણપ્રધાન ગુણલિંગ દેવો નથી.

યોજનામાં લાલૂભટજી લખે છે કે આ ક્ષરરૂપ પ્રપંચમાં પ્રપંચ સંબંધિ ફલની ઇચ્છાથી (ઉપાસનાદિમાં) પ્રવૃત્ત થયા હોય, તેની મનોરથ પ્રાપ્તિ કૃષ્ણાંશભૂત બ્રહ્માદિ દેવોથી થાય છે. જેમ દૃષ્ટાંતમાં આધિદૈવિક ગંગાજીના અંશભૂત આધ્યાત્મિક અને આધિભૌતિક ગંગાજીથી લૌકિક વ્યવહાર થાય છે જે શંતનુના પ્રસંગમાં ભારતમાં સુપ્રસિદ્ધ છે તે વ્યવહાર કાંઇ

---

* 'निमित्तात्कर्मयोगे' નિમિત્તથી ફળથી સપ્તમી વિભક્તિ કરવામાં આવે જો કર્મનો સંયોગ અથવા સમવાય સંબંધ હોય તો જેમ કે ઉદાહરણ

**चर्माणि द्वीपिनं हंति दंतयो हंति कुंजरम् ।**
**केशेषु चमरीं हंति सीम्नि पुष्कलको हतः ॥**

અર્થ—ચર્મ (ચામડા) સારૂ દીપડાને મારે છે. દાંત સારૂ હાથીને મારે છે. વાળ સારૂ ચમરી મૃગને મારે છે. અંડકોષ સારૂ ગંધ મૃગને મારે છે. આ ચતુર્થીના અર્થ પ્રમાણે સપ્તમીનો અર્થ થયો છે તેમ પ્રકૃતમાં પણ સમજવો.

સાક્ષાત્ આધિદૈવિક ગંગાજીથી થયો નથી અને તે ગંગાજી ભક્તિથી પ્રવાહમાં લભ્ય થાય છે તેમ પ્રકૃતમાં પણ સમજવું જોઇએ; લોકમાં ફળ પ્રાપ્તિ તે બ્રહ્માદિદેવોથી થાય છે. હવે શંકાનો સમય એ છે જે લોકમાં કામ પ્રાપ્તિ દેવોથી છે; એમ સિદ્ધ કરી ચુકયા તો ભક્તજનો પણ લોકમાંજ રહે છે તેની મનોરથ પ્રાપ્તિને વાસ્તે કેમ ? ઉત્તરમાં ઉત્તરાર્દ્ધ લખે છે કે. પરમાનંદરૂપે આ સપ્તમ્યંત વિશેષણ લોકનું કરવું, પરમાનંદનો જ્યાં વ્યવહાર થાય છે તે લોકમાં તો એટલે લીલા યોગ્ય પ્રપંચમાં તો ભકતોના સ્વાત્મરૂપ શ્રીકૃષ્ણમાંજ મનનું સ્થૈર્ય છે. એટલે ભક્તજનોને આ દૃઢ વિશ્વાસ છે કે અમારા મનોરથ શ્રીકૃષ્ણ પૂરશે. અને તેજ પ્રમાણે થાય છે. કારણ કે ભક્તના મનોરથ પુરવા ભગવાને સ્વીકાર્યું છે. વિશેષ શું કહેવું આમ પણ વચનો છે કે ભગવાન્ ભક્તજનને આધીન છે. આમાંના કેટલાક વચન પ્રકૃતોપયોગી જાણી અહિં ટાંકયા છે.

ये भजंति तु मां भक्त्या मयिते तेषु चाप्यहम् ॥

અર્થ—જે મને પરમ સ્નેહથી ભજે છે તે મારામાં છે અને હું તેમાં છું.

શ્રીભાગવત નવમસ્કંધ અધ્યાય ૪ અંબરીષ આખ્યાનમાં—

अहं भक्त पराधीनो ह्यस्वतंत्र इव द्विज ॥
साधुभिर्ग्रस्तहृदयो भक्तै र्भक्तजनःप्रियः ॥ ६३ ॥
नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ॥
श्रियं चात्यंतिकीं विद्वन् येषां गति रहं परा ॥ ६४ ॥
ये दाराऽगार पुत्राऽऽप्तान् प्राणान् वित्त मिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं स्तांस्त्यक्तुमुत्सहे ॥६५॥
मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः ।
वशे कुर्वंति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ॥६६॥

मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।
नेच्छंति सेवया पूर्णाः कुतोऽन्यत् कालविप्लुतम् ॥६७॥
साधवो हृदयं मह्यम् साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्ते न जानंति नाऽहं तेभ्यो मनागपि ॥ ६८ ॥

અર્થ—સદ્દભકતોએ જેનું હૃદય રોકેલું છે, અને ભક્તજન જેને પ્રિય છે એવો હું (ભગવાન્) પરતંત્રની માફક ભક્તને આધીન છું જે. ભકતોની મારા શિવાય બીજી ઉત્કૃષ્ટ ગતિ નથી તેવા મારા સદ્દભકતો વિના આત્યંતિક લક્ષ્મીને હું ઇચ્છતો નથી. સ્ત્રી ઘર પુત્ર સ્વજન (કુટુંબ) પ્રાણ અને વિત્ત (દ્રવ્ય) તથા આ લોક અને પરલોકને ત્યાગ કરીને અર્થાત તદ્દાશક્તિ છોડીને જેઓ મારે શરણે આવેલા છે તેવા ભકતોનો ત્યાગ કરવા હું કેમ ઉત્સાહ કરૂં ? જેમ સત્પતિને પાતિવ્રત્યધર્મવતી સ્ત્રી વશ કરે; તેમ સર્વત્ર સમાનદર્શી અને મારે વિશે હૃદયને બાંધનાર ભકતો મને વશ કરે છે. મારી સેવાથી પૂર્તિ માનનારા ભકતો ભક્તિથી પ્રાપ્ત થતી સાલોકયાદિ મુક્તિની પણ ઇચ્છા નથી રાખતા; તો કાળે કરી જેનો નાશ થાય છે એવા ઐહિક પદાર્થને કેમ ઇચ્છે ? સદ્દભકતો મારૂં હૃદય છે અને તેઓનું હૃદય હું જ છું તેઓ મારા શિવાય બીજું કાંઇ જાણતા નથી હું પણ તેઓનાથી અંતર જરા પણ જાણતો નથી.

શ્રીગીતાજીમાં પણ અધ્યાય નવમામાં શ્લોક ૨૨

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

અર્થ—અનન્ય ભક્ત છે જે મારૂં (પુરૂષોત્તમનુ) ચિંતવન કરતા પુષ્ટિમાર્ગના પ્રકારથી મને સેવે છે. નિત્ય અભિયોગવાળા તેઓના યોગ અને ક્ષેમ હું કરૂં છું.

ભાવાર્થ—ભગવાન્ અર્જુનને કહે છે કે જે અનન્ય ભક્ત છે અનન્ય એટલે બીજા દેવથી ફલની ઇચ્છા રૂપ ભાવના રહિત

જે ભક્તજન અર્થાત્ પુષ્ટિભક્તિ વાળા પુરૂષોત્તમનું ચિંતન કરતાં પુષ્ટિમાર્ગમાં કહી સેવા કરે છે, તેવા જે નિત્ય સંબદ્ધ છે તેનો યોગ એટલે અપ્રાપ્ત જે સેવોપયોગી ધન ધાન્ય વસ્ત્રાલંકારાદિ તેની પ્રાપ્તિ હું કરૂં છું. એટલે કોઇને પ્રેરણા કરી હુંજ સંપાદન કરી લઉછું તે ખાતે તેવા ભગવદ્ભક્તને શ્રમ કરવો રહેતો નથી, અને ક્ષેમ એટલે પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ અથવા નિરવધિકલ્યાણ હું કરૂં છું.

'सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेंजसा'

અર્થ—મારો ભક્ત મારી ભક્તિના યોગથી સઘળું જલદી મેળવે છે. આ પણ વચન છે તેથી ભક્તિથી સર્વ મળે છે ભગવદ્ભક્તિ છે તે કલ્પતરૂ છે તેમ ગીતાજીમાં બીજાં પણ વચન છે જેમકે—

येतु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ १२—६
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् । १२—७

અર્થ--જેઓ લૌકિક વૈદિક કર્મ મને સમર્પિને કેવલ મારે અધીન થઇ અન્ય ભાવના રહિત ભક્તિયોગે કરી શ્રવણ, કીર્ત્તન, સ્મરણાદિ કરતા મનેજ ભજે છે—તેનો આ મૃત્યુ રૂપ સંસાર સમુદ્રથી થોડા વખતમાં ઉદ્ધાર હું કરૂં છું. કારણ કે તેમણે મારામાં અંતઃકરણનો આવેશ કરી રાખ્યો છે એમને બીજું કાંઇ અવશિષ્ટ છેજ નહીં. કેવલ સેવા શિવાય કાંઇ કામનાનું બીજ પણ બાકી રહ્યું નથી. આવું પણ વચન છે કે--

'न मय्यावेशितधियां कामः कामाय कल्पते'

મારામાં જેમણે બુદ્ધિનો આવેશ રાખ્યો છે તેમને કાંઇ કામ કામને વાસ્તે નથી કલ્પાતો, એટલે કાંઇ કામના બાકી રહેતી

નથી પરિપૂર્ણ મનોરથ છે. ઇત્યાદિ અનેક વાક્ય છે. આ ઉપર-થી સાધારણભક્તિથી પુષ્ટિભક્તિનો વિશેષ જોવામાં આવે છે. પુષ્ટિ, મર્યાદા અને પ્રવાહનો ભેદ જુદો બતાવેલો છે માટે વધારે લખવાની જરૂર નથી. જે પુષ્ટિભક્ત છે તેમના ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધ કરવાનું ભગવાનેજ સ્વયં સ્વીકૃત છે. માટે બ્રહ્માદિક દેવની પ્રાર્થના તે લોકો કરતા નથી અને તે દેવો એની મનોરથ પૂર્ત્તિ કરી શકતા પણ નથી કારણ કે ભક્ત નિરૂપાધિક છે અને બ્રહ્માદિક સોપાધક છે.

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં વ્યાખ્યાન બીજા પક્ષથી કરે છે કારણ કે 'યૌગિક અર્થ કરતાં રૂઢીનો અર્થ બલવાન' છે તેથી નિશ્ચય શબ્દનો પહેલાં કામચાર એવો અર્થ કરી હવે નિશ્ચય શબ્દનો મૂલ જે અર્થ નિર્દ્ધાર રૂપ છે તેજ રાખી વ્યાખ્યાન કરે છે. આ પક્ષમાં સ્વાત્મનિ એ કૃષ્ણનું વિશેષણ છે. બીજો સઘળો અર્થ જે જે વિવૃત્તિના અનુવાદ વખતે કર્યો તેજ સમજી લેવો. ભગવાનજ કામચાર છે એ અર્થ પણ પહેલે કર્યો છે. પુષ્ટિમાર્ગમાં સાધન અને ફળ શ્રીકૃષ્ણજ છે. જેનો ઉદ્ધાર કરવા ભગવાન્ ધારે તેનો ઉદ્ધાર થાય છે. અને જેનો મનોરથ પૂર્ણ કરવા ધારે તેનો પૂર્ણ થાય છે કારણ કે તેમાં ભગવદિચ્છાહેતુ છે. આજ અભિ-પ્રાય વેદાંત સૂત્રમાં પણ છે.

संकल्पादेव च तच्छ्रुतेः अध्याय ४ पा. ४ सू ८

અર્થ—પુરૂષોત્તમના સંકલ્પથીજ ભજનાનંદાદિ મળે છે. કારણ કે તેવી શ્રુતિ છે.

ભાવાર્થ—પુરૂષોત્તમની પ્રાપ્તિ કોઇને થાય છે ને કોઇને થતી નથી તેમાં હેતુ શું કલ્પવો જોઇએ? આ જીજ્ઞાસાના ઉત્તરમાં એજ કે જે જીવને ભજનાનંદ દેવાને ભગવાન્ સંકલ્પ વિષય કરે છે તેને તે આનંદ મળે છે કાંઇ સર્વને ભજનાનંદ મળતો નથી. આમ પ્રમાણ શ્રુતિનું છે—

**नायमात्मा प्रवचनेन लभ्यः नमेधया न बहुना श्रुतेन॥**
**यमेवैष वृणुते तेन लभ्यः।**

અર્થ--આ આત્મા (પુરૂષોત્તમ) પ્રવચનથી મળતા નથી, આ પરમાત્મા યોગાદિ ધારણા કરવાથી મળતા નથી અથવા બહુ શ્રુતથી મળતા નથી. શ્રુત છ પ્રકારનું છે. અથવા કોરા શ્રવણ કરવાથી જ મળતા નથી પરંતુ તેને મળે છે કે જેને પોતે પોતાના કરી માને છે.

ભાવાર્થ--પુરૂષોત્તમ કાંઈ ઇતર સાધનસાધ્ય નથી પ્રવચનાદિ સાધન પુરૂષોત્તમ પ્રાપ્તિમા કુંઠિત છે આહીં તો પ્રાપ્તિમાં મુખ્ય સાધન વરણ છે ભગવાન્ જેનો અંગિકાર કરવા ધારે છે તેનો અંગીકાર થાય છે તેથી સાધન બીજું કોઇ ઉપયોગી થઈ પડતું નથી. અને અનેક કોટિ બ્રહ્માંડ નાયકને કઇ વાતે આપણે રીઝાવીએ, સર્વશક્ત, સર્વેશાન, સર્વજ્ઞ, પરમાત્મા, પૂર્ણાનંદને કોઇ સાંસારિક પદાર્થની અપેક્ષા છેજ નહિં અને લૌકિક પદાર્થનો ઉપયોગ થાયજ નહિં માત્ર ભાવથી વશ થાય છે; જો દૃઢ ભક્તિ છે તો વશ થાય છે અને જે મનોરથ હોય તે પૂર્ણ કરવા તેજ સમર્થ છે. પરતુ એ અનન્ય ભક્તને વાસ્તે વ્યવસ્થા છે. નવમા સ્કંધમાં કહ્યા પ્રમાણે જેણે સર્વસ્વ નિવેદન કરી દીધું હોય અને એકાદશસ્કંધમાં વર્ણવેલી દશાને પહોચ્યો હોય તેને વાસ્તે છે ભક્તિમાર્ગકમલભાસ્કર શ્રીવેદવ્યાસજી પણ આ અર્થ સૂત્રમાં ગુંથે છે.

**अनन्याधिपतिः**

અર્થ--અનન્યોના અધિપતિ પુરૂષોત્તમ છે.

ભાવાર્થ--પુષ્ટિમાર્ગીય ભક્તજનો આમ દૃઢ સમજે કે અમારે તો સાધન, અને ફળ ભગવાન્ વિના બીજું કોઇ નથી તેથી તે અનન્ય કહેવાય અને અનન્યોના અધિપતિ પુરૂષોત્તમ છે એટલે તેઓના અંતઃકરણમાં સદા પ્રભુ બીરાજે છે, અને સકલ મનોરથ પૂરણ પ્રભુ કરે છે. અહીં એક શંકા ઉત્પન્ન થાય છે કે આમ પણ શ્રુતિ છે કે--

**' सर्वस्य वशी सर्वस्येशानः '**

અર્થ--સર્વને નિયમમાં રાખનાર છે અને સર્વના અધિપતિ છે. તો કેવળ ભક્તિમાર્ગીય જનોનાજ અધિપતિ છે એમ કેમ કહેવાય ? ઉત્તર--એ વાત સત્ય છે પરંતુ ભક્તિમાર્ગીય જન શિવાયનું અધિપતિપણું પોતાની વિભૂતિથી કરે છે માટેજ કહ્યું છે--

**' मदन्यत्ते न जानंति नाहंतेभ्यो मनागपि '**

'મારાથી બીજું કાંઈ તે ભક્ત જાણુતા નથી અને હું તેનાથી ઉપરાંત બીજું કાંઈ વધારે ધારતો નથી. જો પૂર્વોક્ત પ્રકારેજ હોય તો સર્વજ્ઞ સર્વશક્તિમાન શ્રીકૃષ્ણુ આવી કેમ આજ્ઞા કરે ? તેથી આમ સિદ્ધ થાય છે કે ભક્તિમાર્ગ કેવળ અનુગ્રહૈકસાધ્ય છે; માત્ર વિશ્વાસ જોઇએ. આ હેતુથી અહીં સેવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

શ્રીકલ્યાણુરાયજી લખે છે તે પૂર્વોક્તાનુસારીજ છે તેઓ એક આવો હેતુ લખે છે કે ભક્તજનના મનોરથ પણુ અસાધારણુ હોય છે તે પૂર્ણુ કરવાની દેવોમાં શક્તિ પણુ ક્યાં છે ? અને એને નિયમમાં રાખવા યમ પણુ ના કહે છે જેમ કે--

**ते देवसिद्धपरिगीतपवित्रगाथा ।**
**ये साधवः समदृशो भगवत्प्रपन्नाः ॥**
**तान्नोपसीदत हरेर्गदयाभिगुप्तान्**
**नैषां वयं न च वयः प्रभवाम दंडे भा. ६—३—२७**

અર્થ—યમરાજ પોતાના દૂતને કહે છે--દેવ અને સિદ્ધ લોકાએ જેઓની પવિત્ર કથા ગાઇ છે અને જેઓ ભગવાનને શરણુ ગયા છે તે સાધુ જન છે. હરિની ગદાથી જેઓની ચોતરફથી રક્ષા થઇ રહી છે તેઓની પાસે તમો (દૂતો!) ન જાઓ; કારણુ કે એઓને દંડ દેવામાં અમે તથા કાળ પણુ સમર્થ નથી.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે તેવા ભક્તને યમાદિદેવ પણ નિયમમાં રાખવા સમર્થ નથી. આ વાક્ય ઉપરથી સાર એવો લેવો જોઇએ કે તેમાં કહેલાં લક્ષણુ વાળા ભક્તજનને વાસ્તે એ નિયમ છે. સર્વત્ર સમાન દૃષ્ટિથી જોવું એ બહુજ પરિપક્વ દશા માં થાય છે. બ્રહ્મભાવ થવો એ કાંઈ સહજ નથી મોઢેથી કહી દીધું તેથી શું થયું? તે પ્રમાણે વર્તવું જોઇએ.

આ અગિયારમા શ્લોકનો સારાંશ એ છે જે—આ લોક-માં અધિષ્ઠાતા બ્રહ્માદિ દેવોથી તે તે દેવોની ઉપાસના કરનાર જનોને મનોરથ પ્રાપ્તિ થાય છે માટેજ દ્વિતીય સ્કંધમાં શ્રીશુક દેવે તે તે કામના પરત્વે ઉપાસના કહેલી છે, તથા ગીતાજીમાં પણ કહ્યું છે કે યજ્ઞ કરી દેવતાને પ્રસન્ન કરો અને પ્રસન્ન થયેલા દેવ તમોને જોઇતું દેશે. તેમજ જે દેવને યજે છે તે દેવને પ્રાપ્ત થાય છે આદિ કહ્યું છે. પરંતુ ભગવદ્‌ભક્તને વાસ્તે એ વ્યવસ્થા નથી. ભગવદ્‌ભક્ત તો પુરૂષોત્તમનુંજ ભજન કરે છે અને તેના આ લોક અને પરલોક સંબન્ધી સઘળા મનોરથ પરમાનંદ શ્રી કૃષ્ણુજ પૂરા કરે છે. મુચકુંદાદિક પર પ્રસન્ન થયેલા દેવોએ મોક્ષ દેવાને વાસ્તે નાજ કહી હતી. એટલે ભગવાન્ વિના સકલ મનોરથ પૂરક કોણુ છે? કોઈ નથી એમ ભગવદ્‌ભક્તને નિશ્ચય વિશ્વાસ છે. ભગવાનના ભક્તને કોઈ કામ સારૂ ઇતરનો આશ્રય કરવાની જરૂર નથી, અને દેવતાંતરના ભક્તને યથાયોગ્ય દેવાને અધિકાર આપ્યો છે, અને ભગવાન્ તો પરમાનંદ રૂપ છે માટે તેઓની પાસે પ્રાર્થના કરવામાં પણ કોઈ પ્રકારનો અંદેશો રહેતો નથી અથવા પ્રાર્થનાનુ પણ શું કામ છે, અંતઃકરણમાં બીરાજે છે માટે સઘળું જાણે છે કે આ વખતે આ પદાર્થની અપેક્ષા છે. તો વિના પ્રાર્થના પણ કામના પૂર્ણ કરે છે. ૧૧

એકાદશ શ્લોકમાં કહ્યું કે ભગવદ્‌ભક્તના મનોરથ પરમાત્મા પૂરે છે. અને બીજા જીવના મનોરથ ભગવદંશભૂત બ્રહ્માદિ દેવો પૂરે છે. તે પણ તે તે દેવદ્વારા ભગવાને પૂર્યા એમજ કહેવાય

કારણકે અંશી પરમાત્મા છે. તેમ ગીતાજીમાં કહ્યું છે કે 'મેંજ મનોરથોની પૂર્તિ કરી છે' ભગવાન વિના ફલ દેવાની બીજાની શકિત નથી. તેમ એ પણ સિદ્ધ થયું છે, કે શ્રીકૃષ્ણ છે તે પરબ્રહ્મ પુરૂષોત્તમ છે. અને અંતર્યામી વિષ્ણુ અક્ષર છે. અને પ્રપંચ ક્ષર છે. તો સર્વોત્તમ જે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ તેમની ભકિત કરવી. એ આ બારમા શ્લોકના પૂર્વાર્દ્ધમાં કહેવામાં આવશે અને ઉત્તરાર્દ્ધમાં જીવ સ્વરૂપ કહેવાશે.

## मुलम्—अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ॥

**सान्वयपदार्थः**—(ભકિતમાર્ગમાં તો સર્વને નિયમમાં રાખનાર શ્રીકૃષ્ણજ છે, अतः એ હેતુ માટે तु પુનઃ ब्रह्मवादेन (બધું બ્રહ્મજ છે એ રીતે શ્રીભાગવત ગીતા અને વ્યાસસૂત્રમાં કહેલા) બ્રહ્મવાદે કરીને कृष्णे (પરબ્રહ્મ) શ્રીકૃષ્ણમાં बुद्धिः અંતઃકરણ विधीयताम् વિશેષે કરીને ધારણ કરવું.

અર્થ—આથી બ્રહ્મવાદે કરી શ્રીકૃષ્ણમાં બુદ્ધિ સારી રીતે રાખો.

ભાવાર્થ—અગીઆર શ્લોક સુધી જે કહ્યું તેનું ફળ અને પ્રમેય કહે છે કે આ સઘળું સર્વમાં પ્રતિપાદન કરી દીધું તેથી સાકાર છે. આ પ્રકારના સિદ્ધાંતથી શ્રીકૃષ્ણમાં જ અંતઃકરણ સ્થિર કરી રાખો. શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એતો બહુત્ર પ્રતિપાદિત છે શ્રીશુકદેવજીએ દામોદર લીલામાં પણ પરબ્રહ્મપણાથી વર્ણન કર્યું છે.

**न चांतर्न बहिर्यस्य न पूर्वं नापि चापरं ।**
**पूर्वापरं बहिश्चांतर्जगतो हि जगच्च यः ।** ભા. ૧૦—૯—૧૩

અર્થ—જેની અંદર કાંઇ નથી અને જેની બાહિર કાંઇ નથી તેમ પૂર્વ અને પશ્ચિમપણું પણ નથી. પૂર્વ પશ્ચિમ. અને અંદર અને બાહિર આ સઘળા ભાવ જગતને છે આ તો સ્વયં જગત્ છે માટે કેમ બાંધી શકાય?

ભાવાર્થ—શ્રીશુકદેવજી, ભગવાન્ ન બંધાય તેમાં આશ્ચર્ય

નહિં એમ જણાવતા યુકિત જણાવે છે. ભગવાનનું બંધન બેય પ્રકારેથી નથી થઈ શકતું એક તો ભગવાનના સ્વરૂપનો વિચાર અને બંધનના સાધનપર વિચાર કરવાથી પણ બંધન થઈ શકતું નથી. તેમાં પહેલે ભગવાનના સ્વરૂપનો વિચાર કરે છે. હવે બંધનથી બે કામ થાય છે એક તો બાહિર જવાનો નિરોધ અને બીજું અંદર તાપ. તે તેને થાય કે જેને બાહિર અને અંદર એ બે ભાવ હોય. ભગવાન્ તો પૂર્ણ છે, અને વ્યાપી રહ્યા છે એટલે કોનાથી ભગવાન અંદર કહેવાય ? અથવા સર્વની અંદર તેજ રેહેનાર છે માટે તેની અંદર તો કોઇ નથી જો તેની અંદર કોણ ? તેની અંદર કોણ ? એમ પ્રશ્ન કર્યા કરીએ તો અનવસ્થા નામનો દોષ આવે છે. માટે સર્વની અંદર નિરંતર અંતર્યામી સ્વરૂપે ભગવાન્ બીરાજે છે. સર્વાંતર્યામી તો તેજ છે માટે તેની અંદર નથી, તેમ ભગવાનથી બાહિર પણ કોઇ નથી, કારણ કે ભગવાન્ સર્વવ્યાપક છે. જો કે આકાશ સર્વથી બાહિર જોવામાં આવે છે પરંતુ એ આકાશ પણ ભગવાન્માંજ રહે છે; આ બે બાબતથી અંતઃકરણમાં ખેદ અને બાહિર આવરણ ભગવાનને નથી એ સૂચવવામાં આવ્યું. આ બંધન એ વેષ્ટનાત્મક છે. તે નિરવયવ, અને ન નિરૂપણ થાય તેવા અને પોતાની મેળે ભાસતા અને જાણનાર અને જાણવા જોગ પણાથી રહિત એવા પરમ બ્રહ્મને પૂર્વ દિશાપણું અને પશ્ચિમ દિશાપણું કેમ ઘટે ? તેમજ દક્ષિણ અને ઉત્તર વિભાગ પણું સમજી લેવું, તેથી સ્વરૂપથી અને દિશાના વિભાગથી મનાતા અંદર અને બાહિર, પૂર્વ અને પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર આદિ ધર્મો ભગવાન્માં નથી; તે સંબન્ધની સંભાવના પણ ન કરવી જોઇએ. આતો ભગવાનના સ્વરૂપ જોતે વિચાર કરવામાં આવ્યો. હવે સાધનના સ્વરૂપનો વિચાર કરવો બાકી છે માટે શ્લોકનું ઉત્તરાર્દ્ધ કહેવામાં આવ્યું. બંધનનાં સાધન તો દોરડી આદિ પ્રસિદ્ધ છે તો તે દોરડાના પૂર્વ ભાગમાં તથા પર ભાગમાં ભગવાન્ છેજ તો, જ્યારે સર્વમાં છે તો દોરડામાં શાને નથી ? હિરણ્યકશ્યપુના આ-

ધ્યાનમાં. ક્યાં છે ? આ પ્રશ્નના જવાબમાં પરમભક્ત પ્રહ્લાદજીએ સર્વમાં છે, આજ જવાબ આપ્યો છે અને ભગવાન્ સ્તંભમાંથી પ્રાદુર્ભૂત છે. તેમ સર્વ પદાર્થો ભગવાન્‌માં છે એમાં પણ સ્વયં યશોદાજી પ્રમાણભૂત છે કારણ કે મૃત્સ્નાભક્ષણ પ્રસંગમાં તથા તૃણાવર્તના પ્રસંગમાં સંપૂર્ણ બ્રહ્માંડ મુખારવિંદમાં શ્રીયશોદાજીએ જોયું છેજ! માટે સર્વની બાહિર પણ ભગવાન્ છે કારણ કે વ્યાપક છે અને સર્વની અંદર પણ ભગવાન્ બીરાજે છે કારણ કે સ-ર્વાંતર્યામી છે. તેમ મૂલ શ્લોકમાં च કહેવામાં આવ્યો છે. તેથી સ્વરૂપ પણ છે. આ સઘળું જગતના સંબંધમાં છે; કારણ કે ઉ-ત્પન્ન થાય છે અને જાય છે—जायते गच्छति च जगत् તેથી જગત્ કહેવાય છે જો પૂર્વ ભાવ ન હોય તો થાય કેમ ? અને પરભાવ ન હોય તો જગત્ જાય ક્યાં ? ભગવાન્ તેની બાહિર ન હોય તો જગત્ જાતાં જાય તો ? અને જો જગતની અંદર ભગવાન્ ન હોય તો સપ્રતીતિ સિદ્ધ ન થાય માટે અંતઃસ્થિત ભગવાન્‌ના ધર્મથી જ તો જગદ્ધર્મ છે. વધારે શું જગત્ છે તે પણ ભગવાન્ છે સચ્ચિદાનંદરૂપ પણાથી જો ભગવાન્ જ છે તો કોઈ પોતાના આત્માથી બંધાય નહિં અને જો પોતાની મેળે જ બંધાય તો બાંધનારનો શ્રમ વ્યર્થ છે અને જગન્મય સર્વને પોતાની આજ્ઞામાં રાખે તો પોતાના બંધને સારૂ કેમ જગતને આજ્ઞા આપે ? આમ વિચાર કરતાં કોઇ પણ પ્રકારેથી બંધન નથી સંભવતું આ સઘળો શ્લોકનો અર્થ છે. કાંઈ વિસ્તાર થયો છે પણ દીર્ઘ વિચારવાળાને તો સાર મળશેજ. આમાં શ્રીકૃષ્ણનું પૂર્ણ પુરૂષોત્તમ પણાથી વર્ણન સુપ્રસિદ્ધ કરવામાં આવ્યું તેમ સ્તુતિ ભાગમાં પરબ્રહ્મના ગુણોથી જ વર્ણન છે. તેથી ભકિતમા-ર્ગમાં બ્રહ્મવાદ અનુભવસાક્ષિક છે. એમ નિરૂપણ કરવામાં આવ્યું અને મૂલ શ્લોકમાં अस्तु આ બે શબ્દમાં જે તુ શબ્દ છે તેથી નિરાકાર વાદની વ્યાવૃત્તિ કરી.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી અનુવાદ કરે છે કે પૂર્વોકત પ્ર

કારથી સઘળું બ્રહ્મ જ છે એમ શ્રીગીતાજી શ્રીભાગવત અને બ્રહ્મસૂત્રથી શ્રુતિ સિદ્ધાંતના સ્થાપને કરી પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં અંતઃકરણ રાખે.

યોજનામાં લાલુભટજી લખે છે કે--આ પ્રકારે સાધારણ ફળ મળવાની વ્યવસ્થા કહી તેમાં પણ સાધારણ જીવોને ફળ શ્રીકૃષ્ણના અંશ ભૂત બ્રહ્માદિ દેવદ્વારા શ્રીકૃષ્ણ આપે છે અને પુષ્ટિમાર્ગીય જીવોને ફળ શ્રીકૃષ્ણ સ્વયં આપે છે એ વ્યવસ્થા કરવામાં આવી તો સઘળાને ફળ દેનાર શ્રીકૃષ્ણ જ થયા. તથા સઘળા શ્રીકૃષ્ણાત્મક છે અને શ્રીકૃષ્ણને આધીન છે. આ બ્રહ્મવાદે શ્રીકૃષ્ણમાંજ ફળ દેનાર પણાની બુદ્ધિ રાખવી જોઇએ. તેમ બ્રહ્મસૂત્રમાં પણ ફલ પ્રદ પાણું ભગવાનનું વર્ણવેલું છે જેમકે—

**फलमत उपपत्तेः३—२-३८**

અર્થ—ઇશ્વરથી ફળ મળે છે ઉપપત્તિ હેતુથી.

ભાવાર્થ—ઇશ્વરથી ફળ મળે છે આ સિદ્ધ કરવા વ્યાસ ચરણ ફલોપપત્યધિકરણ નામના ૧૧ માં અધિકરણમાં આરંભ કરે છે. ઇશ્વરથીજ ઐહિક અને પારલૌકિક ફળ મળે છે કારણ કે ફળની ઉપપત્તિ ઇશ્વરથી છે. સર્વને વશ કરનાર સર્વના નિયંતા ઇશ્વર છે શ્રુતિમાં પણ રહ્યું છે.

**सर्वस्य वशी सर्वस्येशानः**

અર્થ—સર્વને વશમાં રાખનાર અને સર્વના શાસન કરનાર ઇશ્વર છે માટે ઇશ્વરજ ફળ આપે છે, કર્મ સચિવ દેવતા આપતા નથી કારણ કે સર્વના માલિક તો પુરૂષોત્તમ છે. બીજાની વસ્તુ બીજાને આપવા અધિકાર નથી, જેની જે વસ્તુ છે તે આપી શકે છે ને ભગવદિચ્છા શિવાય કોઇથી અપાય નહીં. આ જે ફળ કામનાથી ભજે છે તે મધ્યમાધિકારિ જાણવા. કારણ કે ઉત્તમાધિકારીને તો ભગવાન્ એજ ફળ છે કે ભજવામાં બીજો હેતુ રહેતો નથી; તે અહૈતુકી ભક્તિ કરે છે માટે

ઉત્તમાધિકારી છે. આ સૂત્રથી એ સિદ્ધ થયું જે ફળ પ્રાપ્તિ ભગવાન્થી થાય છે આ અધિકરણપાદ સમાપ્તિ સુધી છે પણ ગ્રંથ ગૌરવના ભયથી ત્રણ સૂત્ર બીજાં નથી લખ્યાં તેમ ગીતાજીમાં પણ એજ લખવામાં આવ્યું છે કે ભગવાન્થી ફળ પ્રાપ્તિ થાય છે. કદાચિત્ ઈતર દેવની ઉપાસના કરવાથી તે તે દેવ દ્વારા ફળ મળે છે પણ તે ભગવાનેજ દીધેલાં, દેનાર ભગવાન વિના બીજો કોણ છે ? જેમ કે—

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्यतस्याऽचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ ૭ ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ॥
लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ॥૨૨॥

અર્થ—જે જે ભકત જે જે ભગવાનના શરીર ભૂત દેવને શ્રદ્ધાએ કરી પૂજવા ઇચ્છે છે તે તે ભકતની તે તે દેવમાં શ્રદ્ધાને હું કરૂં છું તે ભકત તે શ્રદ્ધા યુકત, તે દેવનું આરાધન કરે છે. ત્યાર પછી તે દેવોથી મનોભિલષિત કામને મેળવે છે જે કે મેં જ દીધેલાં છે.

ભાવાર્થ--જે જે ભકત ભગવાનના અંગભૂત જે દેવનું શ્રદ્ધા પૂર્વક પૂજન કરવા ઇચ્છે છે તેની શ્રદ્ધા ભગવાન જ તેમાં કરાવી દે છે. કારણ કે તેમાં ભગવાન બીરાજે છે. તો એક પ્રકારથી ભગવાનનુંજ પૂજન કરવા ઇચ્છે છે. ભગવાનનું તેને જ્ઞાન નથી પરંતુ ભગવાનને તો જ્ઞાન છે. જે આ દેવતાંતરમાં હું રહ્યો છું તેને શ્રદ્ધા પૂર્વક ભજવા ઇચ્છે છે. ત્યાર પછી તેવી રીતે તેના આરાધનથી તેને કામની પ્રાપ્તિ પણ થાય છે, કારણ કે ભગવાનેજ તે દ્વારા અભિલષિત પદાર્થ દીધેલા છે સર્વમાં અંતર્યામી બિરાજે છે આતો વાત સુપ્રસિદ્ધ છે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પાંચમા અધ્યાયના સપ્તમ બ્રાહ્મણમાં અંતર્યામીનું નિરૂપણ છે.

यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अंतर पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवी अंतरो यमयत्येष त आत्मांतर्याम्यमृत। इति

અર્થ—જે પૃથિવીમાં રહે છે પૃથિવીથી જુદો છે પૃથિવી જેને જાણુતી નથી જેનું પૃથિવી શરીર છે જે પૃથિવીને અંદર નિયમમાં રાખે છે તે આત્મા અંતર્યામિ અમૃત જાણવા તેમજ—

य आदित्ये तिष्ठन् यमादित्यो न वेद यस्यादित्यः शरीरं। इत्यादि

(જે આદિત્યમાં રહે છે જેને આદિત્ય જાણુતા નથી જેનું આદિત્ય શરીર છે જે આદિત્યને નિયમમાં રાખે છે) ઇત્યદિ વચનોથી સિદ્ધ છે જે સર્વમાં અંતર્યામી રહે છે, તો દેવદ્વાર. તેજ પરમાત્મા ફળ દે છે. પરંતુ અજ્ઞાની અને કામમાં લોભાયેલા કાંઈ વિવેચન જાણુતા નથી. ભગવાનને ભજવાથી સર્વ કામના પૂરી થાય છે અને તે દેવોને ભજવાથી યથાધિકાર ફલ મળે છે. તેમ તે ફલ સાવધિક મળે છે અને ભગવાનના ભજનથી નિરવધિ સુખશેવધિ મળે છે. મૂલ છોડી શાખા સેચન કોણ કરવા જાય? તેમ આંહી પણ કાંઈ દુઃખ સંભિન્ન સુખ નથી અને ત્યાં તો દુઃખની સાથે સુખ લેશ પણ છે ઇત્યાદિ અનેક પ્રકારનો વિવેક દેવતાંતરના ભજનમાં રોધ કરે છે. અને ભગવાનના ભજનમાં પ્રેરણા કરે છે બ્રહ્મવાદે કરી શ્રીકૃષ્ણમાં ચિત્ત સ્થિર કરી સ્થાપવું.

શ્રીકલ્યાણરાયજી લખે છે કે—આ કારણથી બ્રહ્મવાદે શ્રીકૃષ્ણમાં બુદ્ધિનો નિવેશ કરવો. બ્રહ્મવાદનો પ્રકાર આ પ્રમાણે દેખાડ્યો છે.

શ્રીકૃષ્ણ મૂલભુત પુરૂષોત્તમ છે. અને અક્ષર એ એમનું સ્થાન છે અને પ્રપંચ સમુદ્રતરંગની સમાન અક્ષરથી થયો છે અને શ્રીકૃષ્ણની ઈચ્છાથી સઘળું થાય છે સર્વના પ્રેરક તે છે ઇત્યાદિ પ્રકારથી કૃષ્ણમાં બુદ્ધિ રાખવી.

આ અર્દ્ધ શ્લોકનો સારાંશ જે-સર્વને ફલ દેનાર તેઓ છે દેવતાના પણ દેવ તે છે, અને અક્ષરમાં ને ક્ષરમાં રહેનાર પણ

તે છે. સર્વ બ્રહ્મમય છે. સચ્ચિદાનંદાત્મક છે આ સઘળાના મૂલભુત પરમાનંદ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે. પણ તેમાં બુદ્ધિ દ્રઢ રાખવી. એટલે શ્રીકૃષ્ણનોજ આશ્રય રાખવો.

## मूलम्—आत्मनि ब्रह्मरूपेहि
## (तु) छिद्रा व्योम्नीव चेतनाः ॥ १२॥

**सान्वयपदार्थः**—**आत्मनि** આત્માના વિષયમાં (કહેવાય છે) **हि** કારણ જે (નિબંધ, શ્રુતિ, સ્મૃતિ અને વ્યાસસૂત્ર વગેરેમાં જીવોને બ્રહ્મરૂપ, અંશ, અણુ અને ચૈતન્ય જેમાં મુખ્ય છે એવા કહેલા છે માટે) **ब्रह्मरूपे** (બ્રહ્મના અંશપણાથી) બ્રહ્મરૂપ આત્મામાં (જીવમાં) **व्योम्नि** આકાશમાં **इव** જેમ (ચારણી વગેરે ઉપાધિએ ઉત્પન્ન કરેલાં) **छिद्राः** છિદ્રો ( જોવામાં આવે છે તેમ ) **चेतनाः** બુદ્ધિઓ (છે) તે જીવોને સંસારિપણું ઉત્પન્ન કરી આપે છે.

**અર્થ**—આત્માના વિષયમાં કહે છે. બ્રહ્મના અંશપણાથી બ્રહ્માત્મક જે આત્મા તેમાં જે ચેતના (બુદ્ધિઓ) તે જીવોને સંસારીપણું ઉત્પાદન કરી આપે છે.

હવે જેને પૂર્વોક્ત સાધનનો અધિકાર નથી તેને કયા પ્રકાર ઘટે અને કઇ ફલસિદ્ધિ થાય તે લખવામાં આવે છે. પહેલાં સઘળો સાધન પ્રકાર તથા પ્રમેય અને ફળનો નિર્ણય કર્યો, પરંતુ તેના સર્વે અધિકારી નથી તેથી બીજો પ્રકાર લખવા પ્રારંભ કરે છે. તે શ્રીવિઠ્ઠલેશજીએ વિવૃત્તિમાં પ્રકરણના આરંભમાં અથ શબ્દનો ઉપન્યાસ કર્યો છે. અને શ્રીમદાચાર્યચરણે પ્રકરણ ભેદને વાસ્તે हि અથવા तु શબ્દ શ્લોકમાં ધર્યો છે. અહિં हि અથવા तु આમ લખવાનો હેતુ એજ કે ઉત્તરાર્દ્ધના બેય પાઠ છે કોઇ પુસ્તકમાં हि છે અને કોઈ પુસ્તકમાં तु છે તે પ્રકાશમાં પુરૂષોત્તમજીએ બેય પાઠને સ્વીકાર્યો છે માટે અહીં તેમ લખવામાં આવ્યું છે હવે આ અર્દ્ધ કારિકાનો અર્થ—

શ્રીમદ્‌ભાગવતના ચતુર્થ સ્કંધના પુરંજનના આખ્યાનમાં કહ્યું છે કે—

**बुद्धिं तु प्रमदां विद्यान्ममाहमिति यत् कृतम् ॥** ભા. ૪-૨૯-૫

અર્થ—બુદ્ધિને સ્ત્રી સમજવી જેથી હું અને મારૂં થાય છે માટે જીવને સંસારીપણું બુદ્ધિથી થાય છે. હવે જીવસ્વરૂપ-વિવૃતિમાં લખે છે કે—

જીવો અણુ છે અને અક્ષરાત્મક છે પરંતુ અવિદ્યાના અંતરાયથી અક્ષરાત્મકપણું નથી જાણુતા, અને એને જ્ઞાન નથી તથીજ તેને સંસાર આવી વળગે છે. આજ અવિદ્યાનુ ઉપાધિપણું છે, કાંઈ અવિદ્યા જીવને ઉત્પન્ન કરતી નથી. જીવો અણુ છે. એટલે બહુજ સૂક્ષ્મ છે એ દૃઢ કરવા દૃષ્ટાંત આપ્યું છે કે જે આકાશમાં ઉપાધિથી એટલે ચારણી વગેરેથીજ છિદ્રાદિક દેખાય છે તેમ જીવમાં જે ક્ષુદ્રપણું આદિ દેખાય છે તે બ્રહ્મધર્મ નથી પણ ઉપાધિથી જણાય છે.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી ખુલાસો કરે છે તેમાં નિબંધમાં જે જીવ સ્વરૂપ લખ્યું છે તે લખે છે.

**'तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः'**

અર્થ—તે બ્રહ્મની કેવળ ઇચ્છાથી બ્રહ્મથી પ્રકટ થયા તેનુ સ્વરૂપ કહે છે બ્રહ્મભૂત-અંશ-ચેતના જીવ જાણવા. જીવો બ્રહ્મ-ત છે કાંઈ યોગ બલેથી આવિર્ભાવ કર્યા નથી અને અંશ છે; સાકાર છે સૂક્ષ્મ પરિચ્છેદ જેનો છે અને ચેતના એટલે ચિત જેમાં પ્રધાન છે અર્થાત ચિત એજ સ્વરૂપ અને ધર્મ જેનો છે એવા જીવો છે.

આ પ્રમાણે જીવનુ સ્વરૂપ નિબંધમાં કહ્યું છે, તથા વેદમાં પણ જીવનું અણુ પણુ કહ્યું છે. આ શ્વેતાશ્વતર ઉપનિષદ્ની શ્રુતિ છે.--

**आराग्रमात्रोह्यवरोपि दृष्टः**

અર્થ—આર—શાળનો અગ્રભાગ, જેવડો બીજો પણ દીઠો એટલે આત્માના ગુણથી અતિ સૂક્ષ્મ જીવ પણ હૃદયમાં છે તેમ ગીતાજીમાં પણ સાતમા અધ્યાયમાં—

'ममैवांशो जीवलोके जीवभूतः सनातनः'

(અર્થ—આ લોકમાં મારોજ અંશ જીવ થયો છે) તો જીવ અંશ છે એમ સિદ્ધ છે તેમ વ્યાસસૂત્રમાં પણ લખે છે કે अंशो नाना व्यपदेशात् इत्यादि. આ સૂત્રનો અર્થ પહેલાં લખવામાં આવ્યો છે; આ વગેરે અનેક પ્રમાણુથી એ જીવો બ્રહ્મના અંશ છે એમ સિદ્ધ થાય છે. તેમજ અણુ છે એટલે બહુજ સૂક્ષ્મ છે મુંડક ઉપનિષદ્‌માં—

'एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पंचधा संविवेश'

(આ જીવાત્મા અણુ છે તે ચિત્તે કરી જાણવો, જે જીવાત્મામાં પ્રાણ પાંચ પ્રકારથી રહેલ છે) તેમજ વ્યાસસૂત્ર અધ્યાય ૨—પાદ ૩-૨૧ માં પણ એજ સૂક્ષ્મપણું વર્ણવેલું છે.

'नाणुरतच्छ्रुते रिति चेन्नेतराधिकारात्'

અર્થ--જીવ અણુ નથી કારણ કે તેની શ્રુતિ નથી એમ સંદેહ થાતો હોય તો તેમ નહિં, તે શ્રુતિમાં બ્રહ્મનો અધિકાર છે તેથી જીવ અણુજ છે.

ભાવાર્થ-જીવ અણુ છે તે સિદ્ધ કરી બતાવે છે—વાદીની શંકા છે કે જીવ અણુ નથી કારણ કે શ્રુતિમાં આમ લખે છે—

'सवाएष महानज आत्मायोऽयं विज्ञानमयः'

(તેજ આ મોટા અજન્મા આત્મા છે કે જે વિજ્ઞાનમય છે) આથી એમ જણાય છે કે વ્યાપક છે તેના સમાધાનમાં વ્યાસચરણ આજ્ઞા કરે છે કે એ શ્રુતિ બ્રહ્મપર લાગુ પડે છે, કારણ કે એ બ્રહ્મપ્રકરણની શ્રુતિ છે તેથી જીવપર લાગુ પડતી નથી; માટે જીવતો અણુજ છે એમ સિદ્ધ થયું. જેના પ્રકરણમાં જે શ્રુતિ ભણાઈ હોય તે પર તે શ્રુતિ લાગુ પડે છે માટે આ બ્રહ્મપર લાગુ પડે છે. તે જીવ અણુજ છે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં આવી પણ શ્રુતિ છે કે—

बालाग्रशतभागस्य शतधा कल्पितस्यतु ॥ भागो जीवः स विज्ञेय।

અર્થ—વાળના અગ્રના સો કટકા કર્યા પછી તે માહેલા એક કકડાના ફરી સો ભાગ કરીએ એવો સૂક્ષ્મ જીવ છે. અર્થાત્ અતિ સૂક્ષ્મ છે. તેમ દેહમાં પ્રવેશ કરવો અને નીકળી જવું વગેરે ક્રિયા કાંઇ વ્યાપકની હોયજ નહિં તેથી પણ સિદ્ધ થાય છે કે જીવ અણુ છે. જીવનું આવવું જવું બનતું નથી એમ કહીયે તો વેદની શ્રુતિનો વિરોધ થાય છે; કારણ કે વેદમાં જીવની ઉત્ક્રાંતિનો પ્રકાર કહ્યો છે તે કેમ સંભવે ? તેથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જીવ અણુ છે. તેમ બ્રહ્મના અંશો છે એ પણ નિર્વિવાદ છે. ત્યારે બ્રહ્માત્મકપણાને કેમ જાણતા નથી ? એ સંદેહ ઉત્પન્ન થાય છે તેના ઉત્તરમાં એ કે અવિદ્યાએ કરી જાણતા નથી અવિદ્યારૂપ પડદો આડો આવ્યો છે તેથી બ્રહ્માત્મકપણું નથી જાણતા તેથી સંસારમાં ફસાઇ રહ્યા છે. શ્રીભાગવતમાં કહ્યું છે કે—

**एकस्यैव ममांशस्प जीवस्यैव महामते ।**

**बंधोऽस्याऽविद्ययाऽनादिः' स्कं. ११—अ ११—श्लो ५**

અર્થ—બ્રહ્મનો અંશભૂત જે જીવ તેને અવિદ્યા એ અનાદિ બંધ છે, આ વચન ઉપરથી જણાય છે કે બ્રહ્મની બંધક શક્તિએ કરી જીવનો બંધ છે તે વાત વેદમાં પણ કહી છે. **न तं विदाथ इत्यादि** શ્રુતિમાં અંતરાય ભૂત અવિદ્યાથી જીવ પોતાનુ સ્વરૂપ જે બ્રહ્માત્મક છે તે જાણી શકતા નથી. તેથી સંસાર જે હું અને મારૂં એ જાળ આવી ઘેરે છે. સંસારમાં ફસાવવામાં અવિદ્યા કારણ છે માટે અવિદ્યા એ ઉપાધિ છે. કાંઇ અવિદ્યાના બનાવેલ જીવો નથી. જીવો તો બ્રહ્મના ચિત્પ્રધાન સૂક્ષ્મ પરિચ્છિન્ન અંશો છે કાંઈ દોષરૂપ અવિદ્યાના આભાસરૂપ જીવ છે કે અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ એ જીવ છે તેમ નથી. જો આભાસ પક્ષનો સ્વીકાર કરે તો જીવને અબ્રહ્મપણાનો પ્રસંગ આવે તેમ પ્રતિબિંબ પક્ષનો સ્વીકાર કરે તો પણ બ્રહ્મ સ્વરૂપ જીવમાં અબ્રહ્મપણુ પ્રાપ્ત થાય માટે તેમ ન જાણવું.

આ સર્વ સવિસ્તર વિદ્વન્મંડન વગેરે ગ્રંથોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. હવે અણુપણાને જણાવનાર દૃષ્ટાંતની વ્યાખ્યા કરે છે. છિદ્રા વ્યોમ્નીવ ચેતના:" આકાશમાં ચારણી પ્રભૃતિ ઉપાધિયે કરી છિદ્ર ના જેવો અવાસ્તવ ધર્મ જેમ દેખાય છે તેમજ બ્રહ્મરૂપ આત્મામાં (જીવમાં) અવિદ્યા ઉપાધિથી ક્ષુદ્રત્વ, દુ:ખીપણું, અત્યંત ભિન્નપણું વગેરે અવારતવ ધર્મો દેખાય છે કાંઈ અસંગત્વાદિ બ્રહ્મ ધર્મ દેખાતા નથી. તે અવિદ્યાની ઉપાધિથી. જો પંચપર્વા અવિદ્યાનો નાશ થાય તો સંસાર પછી રહે નહિં, સંસારરૂપ ફાંસી નાખનાર અવિદ્યા છે. હવે અહિં કોઇને સંદેહ ઉપજે કે જો જીવનું અણુપણું સૂચવવુંજ હતું તો આકાશનો દૃષ્ટાંત શાને દેવો જોઈએ ? તેમાં તો અગ્નિ અને વિસ્ફુલિંગ (તણખા)નો દૃષ્ટાંત દેવો હતો. તેનો ઉત્તર–અગ્નિ–અને તણખાના દૃષ્ટાંતમાં સૂક્ષ્મપણું તો આવે પણ તેની સાથે જે બ્રહ્મધર્મનું તિરોધાન થવું છે તે કેવી રીતે સમજમાં આવે, તથા જે અસત્ય ધર્મ દેખાય છે તે વાસ્તવ નથી એ પણ કેમ સમજાવામાં આવે ? માટે આ દૃષ્ટાંત દેવામાં અવ્યો છે. તણખામાં તો પ્રકાશકત્વ દાહકત્વ, રહ્યું આવે છે અને આંહી તો જીવમાં બ્રહ્મધર્મથી વિરૂદ્ધ ધર્મ ઉપાધિયે કરી જોવામાં આવે છે તે યથાર્થ કેમ સમજાઈ શકાય ? માટે તે દૃષ્ટાંત દીધો છે.

યોજનામાં લાલૂભટજી જે લખે છે. તેનો પણ સૂક્ષ્મ અનુવાદ કરવામાં આવે છે. છિદ્ર શબ્દના બે અર્થ, એક તો છિદ્ર એટલે વિવર અને બીજો અર્થ છિદ્ર એટલે દોષ થાય છે, એ બેય અર્થ લેવામાં આવ્યા છે. ચેતના એટલે બુદ્ધિ કહેવાય છે. હવે જેમ વ્યોમમાં (આકાશમાં) મિથ્યાભૂત પદાર્થનું ગ્રહણ છિદ્રવાળી બુદ્ધિ કરે છે. અર્થાત્ આકાશમાં કાંઈ છિદ્ર નથી પરંતુ છિદ્રવાળી બુદ્ધિયો આકાશમાં છિદ્ર છે એમ સમજી જાય છે. તેમ બ્રહ્મરૂપ જીવમાં પણ મિથ્યા ભૂત સંસારિ (વાદી) દોષને જુવે છે. સંસાર છે તે મિથ્યા છે આ સિદ્ધાન્ત છે. જીવ એતો બ્રહ્મનો અંશ

છે પણ અહંતા મમતાદિ રૂપ જે સંસાર છે તે તો મિથ્યા છે અને અવિદ્યા કલ્પિત છે તેથી જીવનું સંસારિપણું પણ ઔપાધિક સમજવું જોઇએ. પૂર્વમાં એ પણ કહી આવ્યા છીએ કે શ્રીકૃષ્ણની સેવાથી જીવને સંસાર રહેતો નથી; માટે એ તો અવાસ્તવ ધર્મ છે. નિબંધમાં પણ કહ્યું છે કે સંસાર મિથ્યા છે અને પ્રપંચ સત્ય છે. પ્રપંચ અને સંસારમાં ભેદ છે. પ્રપંચ એટલે વિસ્તારવાળુ સર્વ જગત્ તે સત્ય છે કારણ કે બ્રહ્મ રૂપ છે અને અહંતા મમતા રૂપ જે સંસાર છે તે મિથ્યા છે. હવે જીવ સ્વરૂપ તો પ્રભુ ચરણે વિવૃતિમાં લખ્યું છે---કે જીવો અણુ છે ચિત્પ્રધાન બ્રહ્મ ભૂત અંશ છે, સાકાર છે, સૂક્ષ્મ પરિચ્છેદવાળા છે. તે વિષયમાં અહીં ફરી લખવાની જરૂર જણાતી નથી પણ જે જીવનું સ્વરૂપ અણુ લખ્યું છે તે ખાતે કાંઇક લખવા વિચાર છે એટલે પ્રતિબિંબવાદનું સૂક્ષ્મ રીતે ખંડન થાય છે.

હવે એવી એક શંકા ઉપજે છે કે જે જીવનું અણુ પણું સ્વીકાર્યું છે તે કેમ બની શકે? કારણ કે અનાદિ અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ તે જીવ છે એ બહુવાદી સંમત છે, તેના ઉત્તરમાં એકે તેમ બની શકે નહિં કારણ કે રૂપ રહિત બ્રહ્મનો પ્રતિબિંબ ઘટે નહીં પ્રતિબિંબ રૂપવત્ પદાર્થનો જ હોય છે જે પ્રતિબિંબવાદી છે તે બ્રહ્મને નીરૂપ કહે છે અને નિરાકાર કહે છે તો તે વાત કેમ બની શકે? તેમજ અવિદ્યામાં પ્રતિબિંબ ત જીવ તો અવિદ્યા એ કાંઇ શુદ્ધ પદાર્થ નથી એતો મલિન પદાર્થ છે તેમાં પ્રતિબિંબ પડે પણ કેમ? ને જો તેમ પડવાની રીતિ હોય તો લાકડાના સ્તંભમાં વાયુનો પ્રતિબિંબ પડવો જોઇએ; અવિદ્યાના સ્થાનાપન્ન તો સ્તંભ છે અને રૂપ રહિત બ્રહ્મ સમાન વાયુ છે તેનો તો પ્રતિબિંબ પડતો દેખાતો નથી; ત્યારે નીરૂપ બ્રહ્મનો પ્રતિબિંબ કેમ મનાય; તે વાદીને વિચાર કરવાનું છે. રૂપ રહિતનો પ્રતિબંબ નહિં એતો ઠીક પણ કોરા રૂપનો પ્રતિબિંબ થાય કે નહીં? જો થાય છે તો રૂપનો નિરૂપ છે. કારણ

કે રૂપનું રૂપ હોય નહીં. ન્યાયશાસ્ત્રનો આતો સિદ્ધાંત છે કે ગુણમાં ગુણનો સ્વીકાર નહિં. જેમ નીરૂપ રૂપનો પ્રતિબિંબ પડે છે તેમ રૂપ રહિત બ્રહ્મનો પણ પ્રતિબિંબ કાં નહિં પડે? આ શંકા આવી તેના ઉત્તરમાં કે રૂપવાન્ ઘટાદિ પદાર્થનો પ્રતિબિંબ પડે છે ને ઘટાદિમાં રહેલાં રૂપનો પણ પ્રતિબિંબ પડે છે પણ કોરા રૂપનો પ્રતિબિંબ તો પડતોજ નથી. તેમ આશ્રય વિના રૂપ રહેતું નથી એમ સર્વ તંત્ર સિદ્ધાંત છે. રૂપજ તો શું પણ ગુણ ગુણી વિના રહેજ નહીં. તો રૂપ એ પણ એક ગુણ છે તેથી આશ્રય વિના રૂપની ઉપલબ્ધિ થતી નથી. વળી દર્પણાદિમાં બિંબિત જે ઘટ તેમાં રહેલ રૂપનો પણ પ્રતિબિંબ દેખાય છે તેમ પહેલાં બ્રહ્મનો પ્રતિબિંબ અને ત્યાર પછી નીરૂપ રૂપનો જેમ પ્રતિબિંબ, તેમ નીરૂપ પરમાત્મા પણ ચક્ષુર્ગાહ્ય છે એમ માનવું પડશે એ કઇ વાદીમાનતા નથી. વળી શંકાને અવસર મળે છે કે નીરૂપ જે આકાશ તેનો પ્રતિબિંબ પડે છે અને તેમાં કાલિમા દેખાય છે તેમ રૂપરહિત બ્રહ્મનો પણ પ્રતિબિંબ પડે છે એમ માનવું જોઇએ. ઉત્તર—જે આકાશનો પ્રતિબિંબ પડતો નથી પણ જલાદિમાં જે કાંઈ દેખાય છે તે ઔપાધિક રૂપ છે ઔપાધિક રૂપને અને આકાશને કાંઇ પણ સબંધ નથી, તો આકાશનો પ્રતિબંબ એમ કહી પણ શકાય નહિ, જો તેમ માને તો આ આકાશ કાલું છે એમ જણાય છે તેથી આકાશ ચક્ષુર્ગાહ્ય છે એમ માનવું પડશે, તો પછે બ્રહ્મ પણ ચાક્ષુષ છે એમ સ્વીકારવામાં પણ આનાકાની નાહ થાય અને એ સ્વીકારશો તો સ્વમત વિરૂદ્ધ છે, કારણ કે આપના મતમાં બ્રહ્મ ચાક્ષુષ નથી તેનો તેવો સ્વીકાર કેમ કરાય? વળી એક શંકા જન્મલીયે છે કે કલ્પિત રૂપવાળા જે બ્રહ્મ જેથી જગજ્જન્માદિ થાય છે. તે કોઇ વખતે ચાક્ષુષ પણ થાય છે માટે પ્રતિબિંબમાં શું હાન છે? ઉત્તરમાં કે જે સોપાધિક બ્રહ્મ છે તેમાં માયિક રૂપનો સ્વીકાર તમારા મતમાં છે, પણ શુદ્ધબ્રહ્મમાં તો તે માયિક રૂપ આદિનો સ્વી-

કાર નથી અને પ્રતિબિંબ એ તો શુદ્ધનો છે એમ માનો છો તે કેમજ ઘટે? જો માયિક બ્રહ્મનો પ્રતિબિંબ જીવ એમ હોય તો કહી શકાય છે, તેમ તો નથી કહેતા શુદ્ધનો પ્રતિબિંબ કહો છો. માટે તે કેમ બની શકે? વળી આવી શંકા આવે છે કે જપા કુસુમ (જાસુંદના ફુલ) ની લાલાસ દ્રવ્ય છોડી ફટિકમણિમાં દેખાય છે. જો તેમ ન હોય તો કાચ વગેરેમાં જેમ મુખનો પ્રતિબિંબ પડે તો તેમાં બીજું મુખ દેખાય છે, તેમ ફટિકમણિમાં કાંઇ જપાકુસુમ બીજું દેખાતું નથી પણ કોરી લાલાશની ઝાંઇ પડે છે, તેથી આ ઠેકાણે એમ જણાય છે કે રૂપ રહિતનો પણ પ્રતિબિંબ પડે છે. તો નીરૂપ બ્રહ્મનો પણ પ્રતિબિંબ પડે છે એમ માનવું જોઇએ? આ શંકાના ઉત્તરમાં રૂપ માત્રનોજ પ્રતિબિંબ, એમ છતે રૂપવાળું જે જપાકુસુમાદિ એને અન્વય વ્યતિરેકે કરી કારણ માનવું જોઇએ, કે રૂપવાળા જપાકુસુમાદિ વિના કોરી લાલાશનો પ્રતિબંબ ફટિકમણિમાં પડે છે તેમતો બનતું જ નથી એમ સર્વ ઠેકાણે સમજી લેવું. રૂપવાળા વિના કોરા રૂપનો પ્રતિબંબ કોઇ ઠેકાણે પડતો નથી. માટે પ્રતિબિંબ પડવામાં રૂપવાળા પદાર્થની સઘળે ઠેકાણે કારણતા સમજવી જોઇએ. બ્રહ્મતો નીરૂપ છે માટે તેનો પ્રતિબિંબ ઘટે નહિં, એટલે બ્રહ્મનો અવિદ્યામાં પ્રતિબિંબ તે જીવ, આ પક્ષ પ્રમાણ પદવીને આરૂઢ થતો નથી આ સઘળાનો સાર શ્રીઆચાર્યચરણે અર્ધકારિકામાં આજ્ઞા કરેલો છે.

'न प्रतिस्फुरणं रूपरहितस्य कदाचन'

અર્થ—રૂપ રહિતનો પ્રતિબિંબ કોઇ દીવસ બને નહિં. તેથી વાયુનો પ્રતિબિંબ પડતો નથી. ત્યારે રૂપવાન્ પદાર્થ દર્પણાદિમાં ધર્મ રૂપે કરી પ્રતિફળે છે. રૂપવાન્ જપકુસુમાદિ ફટિકમાં અરૂણ ગુણે કરી પ્રતિફળે છે. એમ બન્ને પ્રકારથી રૂપવાળા પદાર્થનો જ પ્રતિફળનો સંભવ છે માટે નીરૂપ બ્રહ્મનો પ્રતિબિંબ યુક્તિથી સિદ્ધ થતો નથી. આ સાધારણ રીતે પ્રતિબિંબ વાદ ઉપર કોટી કરવામાં આવી છે.

હવે આ અર્ધશ્લોકનો સાર લખવામાં આવે છે. આમા જીવનું સ્વરૂપ વર્ણવેલું છે–જીવ અણુ છે. અને ચિત્પ્રધાન બ્રહ્મનો અંશ છે અને ફેલાતું ચૈતન્ય એ ગુણ છે એવો જીવ છે, તેને અવિદ્યાએ કરીને બંધ થાય છે. અને વિદ્યાયે કરી મોક્ષ થાય છે. પંચનદિ ગોવર્દ્ધનલાલાજીના રચેલા વેદાંતચિંતામણિ નામના ગ્રંથમાં જીવનું સ્વરૂપ કહ્યું છે તેની કારિકા—

**सच्चिन्मात्र श्चित्प्रधानो ब्रह्मस्वांशो हृदि स्थितः ॥**
**विसर्प्यचैतन्यगुणाऽणुर्जीवोऽविद्ययासितः ॥१२॥**

અર્થ—સત અને ચિતવાળો તેમાં પણ ચિત પ્રધાન મુખ્ય જેમાં, તેવો અને બ્રહ્મભૂત અને બ્રહ્મનો અંશ અને પ્રાણિ માત્રના હૃદયમાં રહેનાર તથા જેનો ચૈતન્ય રૂપ ગુણ સઘળા શરીરમાં ફેલે છે. તે અને અણું, અને અવિદ્યાયે બંધાઈ રહેલો જીવ જાણવો.

ભાવાર્થ—પરબ્રહ્મ સચ્ચિદાનંદ છે ને તેના સદ્ અંશથી જડ સરજાયું અને સચ્ચિત તેમાં ચિત્પ્રધાન આ અંશથી જીવ અને સચ્ચિદાનંદ તેમાં આનંદ પ્રધાન અંતર્યામી જાણવા જોઇએ. જીવ એ પણ બ્રહ્મનો અંશ છે એ ગીતાજીમાં અને વ્યાસ સૂત્રમાં કહ્યું છે, તે ઉપર લખી આવ્યા છઇએ, તેમ તે જીવ કયાં રહે છે? એ શંકાના ઉત્તરમાં કે હૃદયમાં રહે છે. તેમાં પ્રમાણ ભત શ્રુતિ सएष आत्मा हृदि તે આ આત્મા હૃદયમાં રહે છે. વ્યાસ સૂત્ર અ० २ पा० २ सू० २४ સૂત્રમાં લખે છે કે હૃદયમાં રહે છે. તો સંપૂર્ણ શરીરમાં કેમ ભાસે છે, તેના ઉત્તરમાં કે એનામાં ચૈતન્ય ગુણ છે તેથી સંપૂર્ણ શરીરમાં ચૈતન્ય ફેલી રહે છે. જેમ ઘરના એક ખુણામાં દીવો રાખ્યો હોય તોપણ સંપૂર્ણ ઘરમાં અજવાળું પડે; તેમ આ જીવ પણ હૃદયમાં રહે છે તોપણ આખા શરીરમાં તેનું ચૈતન્ય ફેલી જાય છે. તેમ બીજું પણ દૃષ્ટાંત લાગુ પડે છે જેમ કસ્તૂરી એક ઠેકાણે હોય છે તોપણ તેનો સુગંધ ઘણા ભાગમાં ફેલે છે તેમ જીવ હૃદયમાં રહે છે. પણ એનો ચૈતન્ય ગુણ આખા દેહમાં ફેલે છે.

આ વિષય વ્યાસજીએ અ૦ ૨ પાદ ૩ સૂત્ર ૨૫ તથા ૨૬ સૂત્રમાં કહ્યો છે. ગ્રંથ વિસ્તારના ભયથી સૂત્ર સૂત્રાર્થ નથી લખ્યો. તેમ જીવ અણુ છે એ પણ પહેલાં સવિસ્તર લખ્યું છે. અને બંધ અવિદ્યાના કારણથી છે. અવિદ્યા એ પાંચ પર્વાત્મિકા છે તેથી જીવને સંસારીપણું આવી નડે છે, એ માટે અવિદ્યા એ ઉપાધિ માનેલી છે. શાંકર અને તાર્કિક જીવ એક છે એમ માને છે તેના મતમાં એકની મુક્તિ થયાથી સર્વ મુક્તિ અને એકનો બંધ થાય તો પછે મુક્તિ પણ નહીં, માટે બંધ અને મોક્ષ તેના મતમાં યુક્તિથી સિદ્ધ થતા નથી. વળી આવી શ્રુતિ છે કે એક જીવ તો પોતાના પુણ્યે કરી સ્વર્ગમાં જાય છે, અને બીજો જીવ વળી પોતાના પાપથી નરકમાં જાય છે એ શ્રુતિ કેમ ઘટે? માટે જીવ અનેક છે તેથી શ્રુતિના सर्वे ज वा इत्यादि કહ્યું છે કે જો જીવ એકજ હોય તો બહુવચન કેમ ઉપજે માટે જીવો અનેક છે એ તો નિઃસંદેહ સમજવું જોઇએ. જીવ એ બ્રહ્મનો અંશ છે પરંતુ અવિદ્યાની ઉપાધિથી સંસાર આવી વળગ્યો છે, અને તેથી ફસાયો છે. સંક્ષેપથી આ જીવ વરૂપ કહેવામાં આવ્યું છે વિસ્તારથી તો વિદ્વન્મંડનમાં નિબંધ અણુભાષ્યાદિ ગ્રંથોમાં લખવામાં આવ્યું છે જિજ્ઞાસુએ ત્યાં જોવું. (૧૨)

પૂર્વ શ્લોકાર્દ્ધમાં જીવનું સ્વરૂપ કહ્યું અને અવિદ્યાથી તેનો બંધ પણ કહ્યો હવે મોક્ષનો પ્રકાર કહે છે—

**मूलम्—उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ॥**
**गंगातीरस्थितोयद्वद्देवतां तत्र पश्यति॥ १३ ॥**
**तथा कृष्णं परं ब्रह्म स्वस्मिन्ज्ञानी प्रपश्यति ॥**

**सान्वयपदार्थः**—यद्वत् જેમ गंगातीर स्थितः ગંગાજીના કિનારામાં રહેલો (તેનો ભકત) तत्र તે (આધિભૌતિકરૂપ પ્રવાહ)માં देवतां આધિદૈવિકરૂપી (મુર્તિમતી) ગંગાજીને पश्यति દેખે છે. तथा તેમ उपाधिनाशे (અવિદ્યારૂપ) ઉપાધિનો નાશ થાય (અને

તે પછી) ब्रह्मात्मत्वावबोधने (બધાં જગતને) બ્રહ્માત્મકપણાએ કરી જાણવું તે રૂપી विज्ञाने વિશેષ જ્ઞાન સિદ્ધ થાય ત્યારે ज्ञानी (બ્રહ્મને જાણનારા જ્ઞાનીપુરૂષ स्वस्मिन् પોતાને વિષે (ભકિતવડે) परं પર ब्रह्म બ્રહ્મ એવા कृष्णं કૃષ્ણને प्रपश्यति ઉત્તમ રીતે જુવે છે.

અર્થ—ઉપાધનાશ થયે બ્રહ્માત્મપણાનો બોધ રૂપ અનુભવ થયે પુરૂષોત્તમના આવિર્ભાવની યોગ્યતા થાય છે, અને જ્યારે યોગ્યતા થાય છે ત્યારે પોતાના આત્મામાંજ જ્ઞાની પરબ્રહ્મ શ્રી કૃષ્ણને સારી રીતે જુવે છે. જેમ ગંગાજીના તીર ઉપર રહેલો ભક્ત ગંગાના પ્રવાહમાં આધિદૈવિકી ગંગાજીનાં દર્શન કરે તેમ.

ભાવાર્થ—આ દોઢ શ્લોકનો સાથે સંબંધ છે તેની સાથેજ અર્થ કીધો છે હવે પહેલાં જીવનું રૂપ કહ્યું તો તે અણુ છે અને ચિત્પ્રધાન બ્રહ્મના અંશ છે અને અનેક છે તથા અવિદ્યારૂપ ઉપાધિથી સંસારમાં બંધાઇ રહેલ છે. ઇત્યાદિ કહ્યું તેનો મોક્ષનો પ્રકાર કહે છે—તે જીવોમાંથી જે જીવનો પ્રભુ ઉદ્ધાર કરવા ઇચ્છા કરે તે જીવને તેવા પ્રકારના ગુરૂના ઉપદેશથી અવિદ્યા નામની જે ઉપાધિ છે તેનો નાશ થાય એટલે આત્મજ્ઞાનને અટકાવનારી અવિદ્યા છે તેના કાર્ય નાશથી આત્મજ્ઞાન થાય છે.

યોજનામાં પણ એજ કહ્યું છે કે ભગવાન્ અને જીવ એ બેય વચ્ચે અવિદ્યા એ પડદા સમાન છે તો જ્યારે પડદાનો નાશ થાય ત્યારે જીવ ભગવાન્‌નું દર્શન કરે એટલે ભગવાન્‌નું વિજ્ઞાન થાય છે. विज्ञान એટલે વિશેષે કરી જ્ઞાન સમજવું, વિશેષતા એકે સર્વાત્મા ભગવાન્ છે અથવા સર્વથી જુદુ સ્વરૂપ છે, એવું જ્ઞાન થયે જીવનું બ્રહ્માત્મકપણાથી જ્ઞાન થાય; તેમ પોતાનો પણ બોધ તેજ પ્રકારથી થાય ત્યારે બ્રહ્મજ્ઞાન થયું સમજવું, કાંઇપણ કેવળ જીવનું જ્ઞાન થાય તેથી બ્રહ્મજ્ઞાન નહિં સમજવું એટલે જીવ બ્રહ્મ છે તેથી બ્રહ્મજ્ઞાન નહિં પણ સર્વ પ્રપંચ બ્રહ્માત્મક છે આ જે જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન; આ પણ એક ફલરૂપ છે.

यस्मिन्विदित सर्वं विदितं भवति इति

(જેને જાણ્યે છતે સર્વ જણાય છે) એમ છતે અવિદ્યાનો નાશ થયે બ્રહ્મસ્વરૂપ જ્ઞાન અને બ્રહ્મ સ્વરૂપજ્ઞાન થયે સર્વ પદાર્થનું જ્ઞાન એ સર્વમાં પોતાનુ પણ જ્ઞાન થાય છે કે નિર્વિકાર અક્ષર ભાસે છે એટલે "ब्रह्म विद् ब्रह्मैव भवतीति" જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થઈ જાય છે. એટલે અક્ષરાત્મકપણુ સિદ્ધ થઇ જાય છે. તેને 'तद्धामपरमं मम' ગીતાજીમાં કહે છે કે તે મારૂ પરમધામ છે, જ્યારે ભગવદ્ધામપણુ સિદ્ધ થયું, ત્યાં શ્રીકૃષ્ણ સદા વિરાજે છે. તેનાં દર્શન થાય છે. માટેજ તો જ્ઞાની ભક્તનો આ ક્રમ છે આવી રીતે દર્શનાદિક થાય છે તેમાં દૃષ્ટાંતનો ઉપન્યાસ કરે છે જેમ જે ગંગાજીના તીર ઉપર રહેતો હોય અને જ્યારે તેની ભક્તિ વધે ત્યારે તેને પ્રવાહમાં બિરાજતાં આધિદૈવિકી ગંગાજીનાં દર્શન થાય છે; તેમાં પણ જ્ઞાની પોતામાં પ્રકૃષ્ટ રીતે જુવે છે એ વિદિત કરવા પ્ર શબ્દ મૂકવામાં આવ્યો છે. જ્ઞાની ભક્ત પણ બહુજ પાસે રહેનાર જે અક્ષરાત્મક સ્વરૂપ તેનાં દર્શન કરે છે, અને બીજા ભક્ત કરતાં જ્ઞાનીનો મહિમા વધારે છે, ગીતાજીમાં પણ ભગવાને આજ્ઞા કરી છે કે 'મને ચાર પ્રકારના ભજે છે' આ પ્રકરણમાં જ્ઞાનીની પ્રશંસા વધારે કરી છે જ્ઞાની એ તો મારો આત્માજ છે, તે શ્રીમદાચાર્યચરણે પણ નિબંધમાં આજ્ઞા કરી છે કે—

ज्ञानीचेद्भजते कृष्णं तस्मान्नास्त्यधिकः परः

અર્થ—જ્ઞાની જો શ્રીકૃષ્ણને ભજે તો તેનાથી બીજો અધિક ભક્ત નથી કારણ કે એ ભક્તિ યથાસ્થિત કરી શકે. જેને ભગવાનનાં સ્વરૂપનું જ્ઞાન ન હોય અને પોતાના સ્વરૂપનું પણ ભાન ન હોય તે સારી રીતે કેમ ભજી શકે.

ગોકુલનાથજી લખે છે કે—પહેલી અર્દ્ધકારિકામાં જીવ સ્વરૂપ કહ્યું ને જીવોમાં મર્યાદા, અને પુષ્ટિ એ બેયનો સ્વીકાર તો

છે. તો તેમાં ફળ પણ જુદાં જુદાં મળે છે, કાંઇ મર્યાદા માર્ગમાં રહેલા જીવને અને પુષ્ટિમાર્ગમાં રહેલા જીવને એક પ્રકારથીજ ભગવાન્ ફળ આપતા નથી; પણ જુદે જુદે પ્રકારે ફળ આપે છે. તે પ્રકાર અહિં દેખાડવામાં આવે છે, વિવૃતિમાં તેષા મધ્યે ઇહાંથી આરંભ થતા અને જ્ઞેયં સુધી જે વ્યવસ્થા કહેવામાં આવી છે તે કેવળ મર્યાદામાર્ગીય ભક્તિની તથા મર્યાદા પુષ્ટિમાર્ગીય ભક્તની છે કેવળ પુષ્ટિમાર્ગીય ભક્તની નથી. કારણ કે તેવા ભક્તને બ્રહ્મનાસ્વરૂપ બોધનરૂપ વિજ્ઞાનની જરૂર રહે છે. પુષ્ટિમાર્ગમાં તેની જરૂર નથી.

ટિપ્પણમાં લખવામાં આવ્યું છે કે જીવોનો જે પ્રકારથી ઉદ્ધાર કરવાને ઇચ્છે એટલે ત્રણ માર્ગમાંથી કોઇ પણ માર્ગે કરી સંસારથી મુક્ત કરવા ધારે તો પહેલાં તો આવદ્યાનો નાશ થાય છે. કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ આ ત્રણે માર્ગમાંથી કોઇમાં સારો પ્રવેશ થાય અને પ્રભુને ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય, તો પહેલે અવિદ્યાનો નાશ અને પછી વિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. ત્યારે લીલા વિશિષ્ટ પુરૂષોત્તમનાં દર્શન થાય છે. જ્યારે પુરૂષોત્તમનાં દર્શન થયાં એટલે તેને કોઇ પ્રકારની અપેક્ષા રહેતી નથી, ભજનોપયોગી જે પદાર્થ જોઇએ તે તો પ્રભુજ મેળવી દીયે છે તેથી કોઇ પદાર્થને લીધે એને દુઃખ રહેતું નથી.

આ સાર્દ્ધ શ્લોકનો સાથે સંબંધ છે માટે સાથે વ્યાખ્યાન કર્યું છે. પહેલાં જીવનું સ્વરૂપ તથા સંસારનો બંધ વર્ણવ્યો હવે તેની મુક્તિનો પ્રકાર કહેવામાં આવે છે. જ્યારે પ્રભુની ઇચ્છા થાય કે અમુક જીવને ઉદ્ધારવો ત્યારે જીવનો ઉદ્ધાર થાય છે, કાંઇ જીવ સ્વતંત્ર નથી કે પોતાની મરજીથી આ સંસારના પાશલામાંથી છૂટે, પણ જ્યારે સર્વ નિયામકની ઇચ્છાથી તેવા આચરણ કરે તો છૂટે છે. છૂટવાનો હોય ત્યારે કોઇપણ વૈદિક-

માર્ગમાં તેનો અભિનિવેશ થાય છે, તેમાં પણ કર્મ અને જ્ઞાન માર્ગમાં ક્લેશ વધારે રહે છે એ સહેલા માર્ગ નથી પણ જેવો અધિકારી જીવ હોય તે તેવો તેને માર્ગ વહાલો લાગે. ભગવદ્ભક્ત હોય તો ભક્તિમાં ચિત્ત ચોટે. જ્યારે ચિત્તની ભગવાનમાં આસક્તિ થાય ત્યારે ધારે તે થાય છે, જો ગુરૂના ઉપદેશથી ભગવાનનું જ્ઞાન થાય છે તો આ સંસારની ઉપાધિ છૂટે છે; એટલે અવિદ્યાનો નાશ થાય છે; એ અવિદ્યા પાંચપર્વાત્મિકા છે વેદાંત ચિંતામણિમાં લખ્યું છે કે—

स्वरूपाऽज्ञानमेकंहि पर्वदेहेंद्रियामवः ।
अंतःकरणमेषांहि चतुर्द्धाऽध्यास उच्यते॥प्र-७-श्लो २३
पंचपर्वात्वविद्येयं यद्बद्धो याति संसृतिम्

અર્થ—આ અવિદ્યાનાં પાંચ પર્વ છે એક તો સ્વરૂપનું અજ્ઞાન, બીજું પર્વ દેહાધ્યાસ, ત્રીજું ઇંદ્રિયાધ્યાસ, ચોથું પ્રાણાધ્યાસ, અને પાંચમું અંતઃકરણાધ્યાસ છે. આ પ્રમાણે પાંચ પર્વની અવિદ્યા છે. જેના બંધથી જીવને સંસાર ભોગવવો પડે છે એ ઉપાધિ છે. જ્યારે ઉપાધિનો નાશ થાય છે અને બ્રહ્મનું જ્ઞાન થાય છે ત્યારે તેને અક્ષરમાં પુરૂષોત્તમનાં દર્શન થાય છે. તેમાં દૃષ્ટાંત આપે છે, જેમ શ્રીગંગાજીના કિનારા ઉપર રહેતો હોય અને ભક્તિ કરતો હોય તેવા ભક્તિમાનને ગંગાજીના પ્રવાહમાં આધિદૈવિકી મૂર્ત્તિનાં દર્શન થાય છે, તેમ અહિં પણ જ્યારે અક્ષરનું જ્ઞાન થઇ જાય છે, અને એ એમ સમજે છે કે આ પ્રપંચ અક્ષરાત્મક છે, અને અક્ષર એ પુરૂષોત્તમનું ધામ છે તેમાં લીલા વિશિષ્ટ પુરૂષોત્તમ બિરાજે છે, તેનો સાક્ષાત્કાર થાય છે, અને તેથી એને કોઇ પણ પ્રકારની અપેક્ષા રહેતી નથી તેથી કાંઈ દુઃખ પણ રહેતું નથી. ॥ ૧૩ ॥

હવે જે જ્ઞાની ભજે છે તેની વ્યવસ્થા કરી પણ સંસારી ભજે તેની શીઘ્રવ્યવસ્થા છે તે લખવામાં આવે છે—

# मूलम्—संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥१४॥ अपेक्षितजलादीनामभावा त्तत्रदुःखभाक् ।

**सान्वयपदार्थः**—**संसारी** સંસાર જેને વિદ્યમાન છે એવો **यः** જે (ભક્ત) **भजते** (ભગવાનને, ભજે છે **सः** તે **तु** તો **यथा** જેમ **दूरस्थः** (શ્રીગંગાજીથી) દૂર દેશમાં રહેલો (શ્રીગંગાજીનો ભક્ત) **अपेक्षित जलादीना** (પોતાને સ્નાનાદિકનેસારૂ ઇચ્છિત જલ અને આધિદૈવિકી શ્રીગંગાજીનુ દર્શન તે **अभावात्** નહિં મળવાથી **तत्र** ત્યાં (દુઃખી થાય છે) **तथा** તેમ (પોતાને ઇચ્છિત એવું શ્રીભગવાન્નુ દર્શન વગેરે નહિ હોવાથી) **दुःखभाक्** દુઃખ ભોગવનારો (થાય છે)

અર્થ—જે ભક્ત પ્રપંચમાં આસક્ત છતે ગુરૂના ઉપદેશથી ભગવાનને ભજે છે. તે જેમ દૂર દેશાતરમાં રહ્યો ગંગાજીનેભજે તેમ જાણવો તેમાં તે ગંગાજલાદિકની અપેક્ષાથી દુઃખી થાય છે.

ભાવાર્થ—પહેલાં જ્ઞાની ભક્તની હાલત લખી, હવે સંસારી ભક્તની કહે છે; જેનો અહંતામમતારૂપ સંસાર દૂર થયો નથી. અને એમ સમજે છે કે ભગવાન્નું ભજન કરવાથી સંસાર નિવૃત્ત થાય છે. તેમ જાણીનેજ ભજતો હોય તો તેને ભગવાનના દર્શનાદિકમાં કલેશ પડે છે, તેનું લક્ષણ યોજનામાં લખે છે. સંસારી ભગવાનને જોવા ઇચ્છા કરે છે પણ અવિદ્યાના અંતરાયથી ભગવાન્નાં દર્શન થતાં નથી, તેથી તેને દર્શનમાં દુઃખ ઉપજે છે. આમાં દૃષ્ટાંત આપે છે, જેમ દૂર રહેનારો ગંગાજીનો ભક્ત છતે ગંગાજલની સ્નાનપાનાદિની અપેક્ષાથી દુઃખી થાય છે, કારણ કે દૂર છે એટલે જળ મળી શકતું નથી અને આધિદૈવિકીનાં દર્શન પણ થતાં નથી, તેથી તે વિના દુઃખી થાય છે તેમ ભક્તિમાર્ગમાં પણ ભગવાન્ના દર્શનની ઉત્કટ ઇચ્છાથી અને દર્શનના અભાવથી ઘણો ક્લેશ થાય છે; અહીં

અંતરાય અવિદ્યાનો છે, જેમ ગંગાજીના દૃષ્ટાંતમાં ઘણાક કોશ દૂર હોય તેને જલ વિના દુઃખ પડે છે તેમ અહીં અવિદ્યાથી ભગવાન્ દૂર છે તેથી દર્શનાદિક કાંઇપણ થઈ શકતું નથી તેથી દુઃખી થાય છે.

આ કારિકાનો સાર—પહેલી કારિકામાં જ્ઞાનીની વ્યવસ્થા કહી અને આ કારિકામાં સંસારી ભક્તિમાન્ જનની વ્યવસ્થા કહેવામાં આવી, કોઈ સંસારમાં આસક્ત હોય અને ગુરૂના ઉપદેશથીજ ભગવાન્‌ને ભજવા ધારે અને એમાં એમ સમજી રાખે કે જો ભગવાનને ભજીએ તો સંસાર દૂર થઇ જાય તેવા ભગવદ્ ભક્તને દુઃખ થાય છે, એટલે ભગવાન્‌ના દર્શનમાં ઉત્કંઠા છતે તેને દર્શન થતાં નથી. તે ખાતે ચિંતા રહી આવે છે તેમાં દૃષ્ટાંત કે જેમ દૂર દેશાવરથી ગંગાજીને ભજે તો તેને જેમ જલાદિના અભાવથી દુઃખ ઉપજે છે, તેમ અહિં પણ સમજી લેવું. સેવામાં જે ઉપયોગી પદાર્થ છે તેની અપેક્ષા છતે તેને મળતા નથી તેથી દુઃખ રહે છે આ પ્રમાણે વ્યવસ્થા કહેવામાં આવી ॥ ૧૪ ॥

આ પ્રમાણે પૂર્વ કારિકામાં સંસારી ભક્તની વ્યવસ્થા કહી હવે પુષ્ટિભક્તની વ્યવસ્થા કહે છે.

**मूलम्—तस्माच्छ्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः ॥१५॥**

**आत्मानंदसमुद्रस्थं कृष्णमेव विचिंतयेत्॥**

**સાન્વયપદાર્થઃ**—**तस्मात्** તે કારણ માટે **श्रीकृष्णमार्गस्थ** શ્રીકૃષ્ણના માર્ગમાં રહેલો (પુરૂષ) **सर्व लोकतः** બધા લોક (સંસાર)થી **विमुक्तः** વિશેષે કરીને મુકાયેલો (થઈને) **आत्मानंदसमुद्रस्थं** આત્માના આનંદરૂપી સમુદ્રમાં વિરાજમાન **कृष्णं** શ્રીકૃષ્ણને **एव** જ **विचिंतयेत्** વિશેષે કરીને ચિંતન કરે.

અર્થ—તેથી શ્રીકૃષ્ણના માર્ગમાં રહી સર્વ સંસારથી છૂટો પડી ભગવદાનંદરૂપ સમુદ્રમાં વિહાર કરતો શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરે.

ભાવાર્થ—પહેલે કહ્યું કે સંસારમાં આસક્તિ હોય અને ભગવાન્‌ને ભજે છે તો તેને ક્લેશ થાય છે, આનંદ આવતો નથી; પણ તે ભજન છોડતો નથી, કારણકે ભગવાન્ ભક્તિથી કૃત્ય કૃત્યનો અંગીકાર કરે છે, અને કોઇ કોઈ પ્રતિબંધથી કદાચિત અંગીકાર ન થયું હોય તોપણ કર્યું ભજન કોઈ દિવસે વ્યર્થ જાયજ નહિં તો જન્માતરમાં ફળ થાય છે, તોપણ તેજ જન્મમાં તો ફળ નથી મળતું; માટે તે માર્ગથી ભગવાન્‌ને ભજવા કરતાં સંસાર છોડીને શુદ્ધ પુષ્ટિમાર્ગીય થઈને ભગવાન્ ભજવા, જેથી આનંદ ઉપજે; કોઇ પ્રકારનાં દુઃખનો સંભવ પણ નહિં. શુદ્ધ ભક્તિથી જે પ્રકટ થયેલ નિરવધિઆનંદ તેમાં વિહાર કરતા શ્રીકૃષ્ણને માનસી સિદ્ધ કરવા ભજવા. પ્રકાશમાં यस्मात् એ હેતુ છે એમ જણાવે છે કે, જે ભગવદ્દભક્તની ઉપાધિ અળગી ગઈ હોય તે જ્ઞાની ભક્ત પોતાના અંતઃકરણમાં શ્રીકૃષ્ણને જુવે છે, અને જે ભક્ત સંસારી હોય અને ભગવાનને ભજે છે તો તેને અપેક્ષિત પદાર્થના અભાવથી દુઃખ થાય છે, માટે એ બેય હેતુથી શુદ્ધ પુષ્ટિમાર્ગીય ભક્ત થઈને ભગવદ્દભજન કરવું.

આ શ્લોકનો સારાંશ—જો સંસારી ભક્તને દુઃખ થાય છે તો તેવી ભક્તિ કરતાં આ શુદ્ધ પુષ્ટિભક્તિમાં રહીને સંસાર એટલે અહંતા મમતા છોડી દઈને વ્રજસુંદરી વૃંદમાં વિનોદ કરનાર શ્રીકૃષ્ણનેજ ભજવા; તેમાં પણ પોતાને જે લીલા ઉપર વિશેષ પ્રેમ આવતો હોય તે લીલાનુ સ્વરૂપ પધરાવી ભજવું ભગવાનની લીલા નિત્ય છે ભગવાન્ આનંદમય છે તો તેના ભક્તને પણ આનંદ મળે છે. ॥ ૧૫ ॥

**मूलम्—लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा ॥१६॥**
**क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ।**

सान्वयपदार्थः—જે ભક્ત लोकार्थी લોક સંબંધી પદાર્થોનાં પ્રયોજનવાળો થઇને चेत् જો कृष्णं કૃષ્ણને भजेत् ભજે (તો)

**सर्वथा** બધી રીતે કરીને (લોકથીજ) **क्लिष्टः** કલેશવાળો (દુઃખી) **भवति** થાય છે (અને) **क्लिष्टः** કલેશવાળો છતાં **अपि** પણ **चेत्** જો (લોકથી વિરકત થઈને) **कृष्णं** કૃષ્ણને **भजेत्** ભજે (તો) **सर्वथा** બધી રીતે **लोकः** (અહંતા મમતાત્મક સંસાર) **नश्यति** નાશ પામેછે.

અર્થ—લોકાર્થી જો શ્રીકૃષ્ણનું ભજન કરે તો તેને ક્લેશ થાય છે. અને જેને ક્લેશ થયો છે તે ભક્ત જો શ્રીકૃષ્ણને ભજે છે તો તેનો લોક નષ્ટ થાય છે.

ભાવાર્થ—આ અત્યંત જઘન્યાધિકારીની વ્યવસ્થા કહેવામાં આવે છે જે કોઈ ભક્ત લોકાર્થી હોય અને શ્રીકૃષ્ણને ભજે તો તેને ક્લેશ થાય છે, એમ કહેવાનો આ અભિપ્રાય છે કે લાભ પૂજાદિક નહિ ધારતાં ભક્તિ કરનાર જે ભક્ત તે લોકાર્થી કહેવાય છે, અથવા લૌકિક જે પદાર્થ છે તેના પ્રયોજનવાળો તે લોકાર્થી કહેવાય છે; અથવા પુત્ર કલત્ર મિત્રાદિકનો મતલબ જેને છે તે પણ લોકાર્થી કહેવાય છે. તેવો થઈને શ્રીકૃષ્ણને ભજે તો તેને ક્લેશ થાય છે. સેવામાં આનંદ ઉત્પન્ન થતો નથી કારણ કે ભજવામાં તેનું પ્રયોજન લોક છે કાંઈ નિર્ગુણ ભક્તિ નથી; ભગવાન્ તો નિર્ગુણ છે માટે નિર્ગુણ ભક્તિ કરે ત્યારે આનંદ ઉપજે, જો કદાચિત્ એમ સમજે કે હું સેવા કરીશ તો મને દ્રવ્ય મળશે તો તે ઉપાધિ ગણાય છે. અને દેવ દેખાડી દ્રવ્યાદિ ચાહે તો, અને તે દ્રવ્યથી પોતાનો નિર્વાહ કરે એ દ્રવ્યને દેવદ્રવ્ય ન સમજે તો, તે દેવલક કહેવાય એટલે એ બે પ્રકાર છોડીને જે લોકાર્થી હોય તેને પણ ક્લેશ થાય છે. તેમાં હેતુ એજ છે કે પોતે ધારેલ લૌકિક સુખ મળતું નથી માટે તેને ક્લેશ થાય છે.

પ્રકાશમાં એ પણ સૂચવવામાં આવ્યું છે કે તેને લાૈકિકસુખ કેમ મળતું નથી ? તેમાં કારણ તો શ્રીભગવતમાં દશમસ્કંધમાં—

**'यस्यानुग्रहमिच्छामि हरिष्ये तद्धनं शनैः'**

અર્થ--(જેની પર હું અનુગ્રહ કરૂં છું તેનુ ધીરે ધીરે સઘળું ધન હરી લઉછું) તો તેને લૌકિક સુખ મળતું નથી ભગવાન્ પ્રસન્ન થાય છે, ત્યારે લૌકિક હોતા નથી; પણ અલૌકિક સુખ આપે છે બાલબોધમાં પણ આ વિષય લખવામાં આવ્યો છે. માટે વધારે લખવાની જરૂર નથી. તે ભકતની મૂઢતાથી ભગવાન્ તેની ઉપેક્ષા કરે છે, પણ તેને દુરાગ્રહઆદિની ખબર નથી રહેતી, તેથી સઘળા પ્રકારથી તેને ક્લેશ મળે છે. તેથી લોકાર્થી જે કૃષ્ણને ભજે તેને ક્લેશ મળે છે અને જેને લોકમાં વિરકિત આવી ગઇ હોય ત્યારપછી ભજે તો સંસારનો નાશ થઇ જાય છે. એટલે સંસારમાં અપમાન મળ્યાથી, અથવા પુત્ર મિત્ર કલત્રાદિકે દીધેલાં દુઃખથી, જે વિરકિત થયેલી તેથા જે ભગવાનને ભજે તો ફરી તેવા દુઃખનો સંભવ રહેતો નથી એટલે અહંતા મમતા એની રહેતી નથી, એટલે ઉપાધનો નાશ થયો એમ સમજવું જોઇએ.

વળી પોતાનુ તાત્પર્ય શ્રીપુરૂષોત્તમજી વિવૃતિમાં લખે છે કે **संसारी यस्तु** આ શ્લોકની વ્યાખ્યામા જે **तथापि** અહીંથી લઇને **श्रेयं** ઇહાં સુધી જે લખવામાં આવ્યું છે તે પણ આ શ્લોકના અર્થનો ભાગ સમજવો જોઇએ. તેથી આ સિદ્ધ થાય છે; જે સંસારી ભકત ત્રણ પ્રકારના તેમાં એક તો સંસારની નિવૃત્તિની ઇચ્છા રાખનાર અને બીજો લોકાર્થી સેવાનો તે આગ્રહી અને ત્રીજો સેવામાં અનાગ્રહી એટલે સેવા થઇ તો ઠીક છે અને ન થઇ તો કાંઇ નહી, ઉદાસીન જેવો. આ ત્રણે પ્રકારના ભકત છે તે જઘન્યાધિકારી છે એટલે ઉત્તમાધિકારી કે મધ્યમાધિકારી નથી.

યોજનામાં લાલૂભટજી લખે છે કે જ્ઞાન વિનાનો જે ભક્ત છે તેને ભગવાનના દર્શન થતાં નથી, અને તેથી તેને દુઃખ પણ થાય છે ત્યારે શું જ્ઞાન ન હોય તેણે ભગવાનનું ભજન ન કરવું? એ શંકાના ઉત્તરમાં લખવામાં આવે છે કે કેવળ ભજનથી પણ તેનો નિર્વાહ થાય છે લોક શબ્દનો અર્થ સંસાર કર્યો છે.

આ શ્લોકનો સાર—જે લૌકિક અર્થને સારૂ શ્રીકૃષ્ણને ભજે છે તેને દુઃખ થાય છે. અને સંસારથી દુઃખી થયેલો ભક્ત જો ભગવાન્‌ને ભજે છે તો સંસારનું દુઃખ દૂર થાય છે. (૧૬)

હવે મધ્યમાધિકારી પુષ્ટિમાર્ગી અને મર્યાદામાર્ગીની વ્યવસ્થા કહે છે—

**मुलम्—ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु ॥१७॥**
**मर्यादास्थस्तु गङ्गायां श्रीभागवत तत्परः ।**

સાન્વયપદાર્થઃ—**पुष्टिमार्गी** પુષ્ટિમાર્ગીય ભક્ત **ज्ञानाभावे** જ્ઞાનના અભાવમાં અર્થાત્ પોતાના સ્વરૂપનું અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન નહિં હોય તો **श्रीभागवततत्परः** શ્રીભાગવતમાં સાવધાન થઇને **पूजोत्सवादिषु** (એકાદશ સ્કંધમાં શ્રીભગવાને ઉદ્ધવજીને કહેલી) પુજાનો પ્રવાહ અને પર્વાદિકમાં થતા ઉત્સવ વિગેરે જ્યાં ચાલુ હોય તેવા સ્થળોમાં **तिष्ठेत्** રહે (અને) **मर्यादास्थ** મર્યાદામાર્ગમાં રહેલો (ભકત) **तु** તો (જ્ઞાનના અભાવમાં શ્રીભાગવતમાં તત્પર થાને) **गंगायां** શ્રીગંગાજીમાં (રહે અને)

અર્થ—જ્ઞાન ન હોય તોપણ પુષ્ટિમાર્ગી ભક્ત શ્રીભાગવત પરાયણ થઇને પૂજા ઉત્સવાદિકમાં તૈયાર રહે, અને મર્યાદા માર્ગી હોય તો શ્રીભાગવતમાં તત્પર થઇને ગંગાજીમાં રહે.

ભાવાર્થ—મધ્યમાધિકારિની વ્યવસ્થા કહેવામાં આવે છે જેને ભગવત્સ્વરૂપનું જ્ઞાન નથી તે ભક્ત, અને જેને પોતાના સ્વરૂપનું જ્ઞાન નથી તે ભક્ત એટલે મધ્યમ પુષ્ટિ, અને મધ્યમ મર્યાદામાર્ગી એઓએ શું કરવું જોઇએ તેને વાસ્તે કહેવામાં આવે છે, તેવા ભકતે શ્રીભાગવતમાં પોતાની વૃત્તિ રાખવી અને જ્યાં ભગવાન્‌ના ઉત્સવાદિક થતા હોય અને જ્યાં પૂજા પ્રવાહ ચાલતો હોય ત્યાં રહેવું એ એકાદશ સ્કંધમાં અધ્યાય ૨૯ માં કહેવામાં આવેલું છે--

उद्धव उवाच—

सुदुस्तरामिमां मन्ये योगचर्यां मनात्मनः ॥
यथांजसा पुमान्सिद्ध्येत्तन्मे ब्रूह्यंजसाऽच्युत ॥

श्रीभगवानुवाच—

हंत ते कथयिष्यामि मम धर्मान्सुमंगलान् ॥
याञ्छ्रद्धया चरन्मर्त्यो मृत्युं जयति दुर्जयम् ॥ ८ ॥
कुर्यात्सर्वाणि कर्माणि मदर्थं शनकैःस्मरन् ॥
मय्यर्पितमनाश्चित्तो मद्धर्मात्ममनोरतिः ॥ ९ ॥
देशान्पुण्यानाश्रयेत मद्भक्तैः साधुभिः श्रितान् ॥
देवासुरमनुष्येषु मद्भक्ताचरितानि च ॥ १० ॥
पृथक्सत्रेण वा मह्यं पर्वयात्रामहोत्सवान् ॥
कारयेद्गीतनृत्याद्यैर्महाराजविभूतिभिः ॥ ११ ॥
मामेव सर्वभूतेषु बहिरंतरपावृतम् ॥
ईक्षेत [illegible] नि चात्मानं यथा खममलाशयः ॥ १२ ॥
इति सर्वाणि भूतानि मद्भावेन महाद्युते ॥
सभाजयन्मन्यमानो ज्ञानं केवलमाश्रितः ॥ १३ ॥
ब्राह्मणे पुल्कसे स्तेने ब्रह्मण्येऽर्के स्फुलिंगके ॥
अक्रूरे क्रूरके चैव समदृक्पंडितोमतः ॥ १४ ॥
नरेष्वभीक्ष्णं मद्भावं पुंसो भावयतोचिरात् ॥
स्पर्धाऽसूयातिरस्काराः साहंकारा वियंति हि ॥ १५ ॥
विसृज्य स्मयमानान् स्वान्दृशं व्रीडां च दैहिकम् ॥
प्रणमेद्दंडवद्भूमावाश्वचांडालगोखरम् ॥ १६ ॥
यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते ॥
तावदेवमुपासीत वाङ्मनः कायवृत्तिभिः ॥ १७ ॥

सर्वं ब्रह्मात्मकं तस्य विद्ययाऽत्ममनीषया ॥
परिपश्यन्नुपरमेत्सर्वतो मुक्तसंशयः ॥ १८ ॥
अयं हि सर्वकल्पानां सध्रीचीनो मतो मम ॥
मद्भावः सर्वभूतेषु मनोवाक्कायवृत्तिभिः ॥ १९ ॥
न ह्यंगोपक्रमे ध्वंसो मद्धर्मस्योद्धवाण्वपि ॥
मया व्यवसितः सम्यङ्निर्गुणत्वादनाशिषः ॥ २० ॥
यो यो मयि परे धर्मः कल्प्यते निष्फलाय चेत् ॥
तदायासो निरर्थः स्याद्भयादेरिव सत्तम ॥ २१ ॥
एषा बुद्धिमतां बुद्धिर्मनीषा च मनीषिणाम् ।
यत्सत्यमनृतेनेह मर्त्येनाप्नोति मामृतम् ॥ २२ ॥

અર્થ--ઉદ્ધવજી ભગવાનને પૂછે છે કે હે શ્રીકૃષ્ણ ! આ જે યોગચર્યા છે તેની જેણે પોતે અજમાયશ નથી કરી તેને મહા કઠિન છે તેથી તેવો રસ્તો બતાવો કે જેથી વિના મહેનત પુરુષાર્થ સિદ્ધ થાય તે સુબોધ કહો આના ઉત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું જે-

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે-સુખરૂપ મારા ધર્મને કહીશ જેને શ્રદ્ધાયે કરી મનુષ્ય આચરણ કરે તો બીજા ઉપાયથી ન જીતાતો મૃત્યુ આથી જીતાય છે (૮) ભગવદ્‌ભક્ત હોય તેણે શું કરવું તે અહીંથી શ્લોક ૧૭ કહ્યા છે તેમાં ભગવદીયના ધર્મોનો ઉપદેશ છે એ ઉપયોગી જાણી અહી ટાંકયા છે.-ભગવદીય જે જે કામ કરે તેમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરતો ભગવાનને અર્પેજ કરે, ભકતે ભગવાનને મન, અને ચિત્ત સોપ્યાં છે અને તેથીજ ભગવદ્ધર્મમાં આત્મા ને મન પ્રસન્ન રહે છે (૯) પહેલે તો પવિત્ર દેશનો આશ્રય કરે. ત્યારે પવિત્ર દેશનું લક્ષણ કહે છે કે જે મારા ભક્તજન સાધુપુરૂષ જે દેશમાં રહે છે. તે પછી દેવ, અસુર, અને મનુષ્ય, એ ત્રણેમાં જેજે મારા ભક્ત થયા છે તેના તેના આચરણનો આશ્રય કરે (૧૦) બીજું મારે વાસ્તે

એકઠા થઈને પર્વ, યાત્રા, મહોત્સવ કરાવવા તેમાં મોટી ધામધુમથી ગીત અને નૃત્ય કીર્ત્તન વગેરે કરાવવાં (૧૧) તેવા ભકતની અંતરંગ ભાકત કહે છે—ભગવદ્ભકતે સર્વ ભૂત પ્રાણિમાત્રના અંતઃકરણમાં બીરાજતો અને પોતાના આત્મામાં બીરાજતો એવો હું તેનાં (ભગવાનના) દર્શન કરવાં (કારણકે તે બાહિર અને અંદર આવરણ વિના આપજ રહે છે જેમ આકાશ છે તેમ રહે છે) (૧૨) એ પ્રકારે સર્વ પ્રાણીનો ભગવાનના ભાવથી સત્કાર કરવો અને કેવળ જ્ઞાનનો આશ્રય કરી રહેનાર તે પંડિત જાણવો જોઇએ (૧૩) હવે આ શ્લોકમાં કહ્યું કે ભગવાનનો ભકત સઘળા પ્રાણિનો સત્કાર સમાન કરે તે પંડિત જાણવો તો કાંઈ ભેદ દેખાય તે સ્થાનમાં કેમ કરે; તેના ઉત્તરમાં કે તે ભેદ જોઇએજ નહિં. જો કે ભેદ ચાર પ્રકારથી છે, એકતો જાતિથી, બીજો કર્મથી, ત્રીજો ગુણથી અને ચોથો સ્વભાવથી ભેદ છે પરંતુ સઘળામાં સમાન દૃષ્ટિ હોય તે પંડિત કહેવાય. આ સૂચના માટે ભગવાન ચાર ઉદાહરણ આપે છે, બ્રાહ્મણમાં અને પુલ્કસમાં (પુલ્કસ એક પ્રકારનો ચંડાલ છે) આ જાતિનું ઉદાહરણ છે, ચોરમાં અને દાતારમાં (બ્રાહ્મણનું સઘળું ચોરનાર અને બ્રાહ્મણને ધન દેનારમાં) સમાન જુવે આ કર્મનું ઉદાહરણ છે, અગ્નિમાં અને તેના તણખામાં સમાન જુવે આ ગુણનું ઉદાહરણ છે અને વળી શાંતને અને ક્રૂરને એટલે દયાલુને અને ઘાતકીને સમાન જુવે આ સ્વભાવનું ઉદાહરણ એ ચાર ભેદ રહિતને પંડિત સમજવો. (૧૪) આમ કરવાથી ભકતને શું ફળ મળે છે, તે કહે છે કે આ પ્રમાણે કરવાથી એટલે સઘળામાં બ્રહ્મભાવ રાખવાથી સ્પર્ધા, ઇર્ષ્યા અને તિરસ્કાર એ સઘળા અહંકારની સાથે કૂચ કરી જાય છે. (૧૫) વળી પોતાની હાંસી કરનારને અને પોતાના મનમાં દેહ સંબંધિ વિચારને છોડી દઇને શ્વાન ચાંડાલ વગેરેને ભૂમીમાં પડી દંડવત્પ્રણામ કરે કારણકે સર્વના અંતકરણમાં શ્રીકૃષ્ણ બીરાજે છે એમ સમજીને. વળી પોતાના સગાસોઇ હાંસી

વગેરે કરે તોપણ તેને ન ગણકારતાં આવી રીતે ભગવદ્‌ભાવ રાખે (૧૬) જ્યાં સુધી સર્વભૂતમાં ભગદ્‌ભાવ ઉત્પન્ન નથી થયો ત્યાં સુધી વાણીથી મનથી અને કાયાથી ભગવાનની ઉપાસના કરવી. (૧૭) જ્યારે જ્ઞાનદૃષ્ટિથી અધ્યાત્મવિદ્યાએ કરી સર્વ વિશ્વને બ્રહ્માત્મક દેખે છે ત્યારે તેને કાંઈ કરવું પડતું નથી અને તેના સઘળા સંશય દૂર જાય છે. (૧૮) જેટલા ઉપાયો છે તેમાં આ સર્વથી ઉત્તમ ઉપાય એ છે કે જે સર્વભૂતમાં મનથી વાણીથી અને કાયથી ભગવાનનો ભાવ રાખવો (૧૯) હે ઉદ્ધવ! મારા નિષ્કામ ધર્મનો આરંભ કર્યા પછી કોઈ પણ રીતે તેનો નાશ થતો નથી કારણકે મેં આ સઘળો કહ્યો છે (૨૦) વળી કહે છે કે જે કાંઈ પણ કર્મ નિરર્થક હોય તે પણ જો મને અર્પણ કર્યું હોય તે ધર્મ સિદ્ધ કરે છે (૨૧) બુદ્ધિમાનની બુદ્ધિ અને ચતુરની ચાતુરી એજ કે આ દેહથી મને ભજી મોક્ષ સિદ્ધ કરી લેવો એ શિવાય બુદ્ધિ અને ચતુરાઈ કાંઈ કામની નથી. ૨૨

આ સંક્ષેપથી ભગવાને પોતાના ભકતના ધર્મ કહ્યા છે એ પ્રમાણે ચાલે અને સર્વમાં સમાન દૃષ્ટિ રાખે. એ પ્રમાણે પુષ્ટિમાર્ગીયની વ્યવસ્થા કહેવામાં આવી. હવે મર્યાદામાર્ગને વાસ્તે કહે છે કે, શ્રી ગંગાજીના સમીપ રહ્યા કરે અને શ્રીમદ્‌ભાગતમાં તત્પર રહે, વળી મનમાં આ પ્રમાણે સમજી રેહે કે શ્રીભગવચ્ચરણનો આને સંબંધ છે, આના આશ્રયથી પરીક્ષિત્ અને વિદુર એ વગેરેની મુકિત થઈ છે, એમ સમજવાથી તેને ઉપયોગી જ્ઞાનની પણ સંપત્તિ થઈ જાય છે. શ્રી પુરૂષોત્તમજી પ્રકાશમાં જે લખે છે તેનો આ અનુવાદ કરવામાં આવ્યો છે.

આ શ્લોકનો સાર જે મધ્યમ પુષ્ટિમાર્ગીય અને મર્યાદામાર્ગીય એ બેયનાં વ્યવસ્થા કહેવામાં આવી. પુષ્ટિમાર્ગીયને ભગવત્સ્વરૂપનું જ્ઞાન ન હોય તો તે શ્રીભાગવતમાં તત્પર થઇને ભગવન્મંદિરમાં રહે કે જ્યાં પૂજા પ્રવાહ સતત ચાલતો રહેતો હોય. અને મર્યાદામાર્ગીએ શ્રીભાગવતમાં તત્પર થઇને શ્રીગંગાજીના તીરપર રહેવું. (૧૭)

પૂર્વ શ્લોકમાં મર્યાદામાર્ગીયને રહેવાનું સ્થાન બતાવ્યું કે શ્રીગંગાજીની પાસે રહે તેમ પુષ્ટિમાર્ગીયને રહેવાનું સ્થાન બતાવવું જોઈએ ત્યારે કહે છે કે---

## मूलम्—अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः॥१८॥

सान्वयपदार्थः—पुष्टिमार्गे શુદ્ધ પુષ્ટિમાર્ગમાં अनुग्रहः (પ્રભુનો) અનુગ્રહજ नियामकः નિયામક છે इति એવી स्थितिः પુષ્ટિમાર્ગની નિર્દોષ મર્યાદા છે તેથી સ્થાનનો નિયમ નથી.

શબ્દાર્થ--પુષ્ટિમાર્ગમાં પ્રભુનો અનુગ્રહજ નિયામક છે, તેમાં રહેવાના દેશનો નિયમ નથી.

ભાવાર્થ—પુષ્ટિ ભકતને કયાં રહેવું ? એના ઉત્તરમાં કે પ્રભુ જે સ્થાનમાં અનુગ્રહ કરી રાખે ત્યાં રહેવું એમાં કોઈ દેશ નિયામક નથી.

યોજનામાં લાલૂભટજી પુષ્ટિમાર્ગનું સ્વરૂપ વર્ણવે છે. અને યોજના ગ્રંથ પણ પૂરો કરે છે—

પહેલાં કહેવામાં આવ્યું જે કેવળ ભકિતથી પણ ભગવદ્ ભકતજનનો નિર્વાહ થાય છે તે કેવી રીતે ત્યાં કહે છે કે પ્રમેય બલવડે કરી પણ નિર્વાહ થાય છે- अनुग्रहः पुष्टिमार्गे इत्यादि આ પુષ્ટિમાર્ગમાં ભગવાનનો અનુગ્રહ એજ નિયામક છે. પ્રમાણ વિરૂદ્ધ પદાર્થ પણ પ્રમેય બળથી સિદ્ધ કરી આપે છે. જેમકે-

नेमं विरिंचो न भवो न श्रीरप्यंगसंश्रया ।
प्रसादं लेभिरे गोपी यत्तत्माप विमुक्तिदात् ॥

श्रीभागवत १०-९-२०

અર્થ—બ્રહ્મા, મહાદેવ અને લક્ષ્મી આ ત્રણેને આ પ્રસાદ મળ્યો નથી કે જે પ્રસાદ શ્રીકૃષ્ણથી ગોપી [યશોદા]ને મળ્યો.

ભાવાર્થ—આ શ્લોક દશમસ્કંધમાં શ્રીદામોદરલીલામાં છે

ત્યાં આવી શંકા ઉત્પન્ન થઇ છે કે, આ પ્રમાણે પૂર્વમાં પણ ભગવાને કોઈને પ્રસાદ દીધો હશે તો આ પ્રસાદ કાંઇ નવો નહિ કહેવાય, એના ઉત્તરમાં શ્રીશુકાચાર્ય કહે છે કે, આ પ્રકારનો પ્રસાદ પૂર્વમાં પરેશથી કોઇને પ્રાપ્ત થયો નથી; જો પ્રસાદ મળે તો ભક્તને મળે ભક્ત વિના ઇતરને તો મળવાની રીતજ નહિં, તો ભક્તજનમાં આ ત્રણ ભક્ત મોટા, એક તો બ્રહ્મા બીજા મહાદેવ અને ત્રીજાં લક્ષ્મીજી આ ત્રણની મોટાઈ દર્શાવવામાં આવે છે; બ્રહ્મા ભક્તજનોમાં મોટા છે, કારણ કે એક તો ભગવાનના પુત્ર અને વળી પ્રવૃત્તિ માર્ગમાં સર્વ ધર્મને પ્રવર્ત્તાવનાર છે, અને સર્વ જગતના હેતુભૂત છે. વળી મહાદેવ એ પૌત્ર છે પુત્ર કરતાં પણ પૌત્ર વધારે વહાલો હોય છે, ભગવાનના બ્રહ્મા પુત્ર અને તેમના પુત્ર મહાદેવ માટે ભગવાનના પૌત્ર થાય છે, અને તે નિવૃત્તિ ધર્મના પ્રવર્ત્તન કરનાર છે, વળી પ્રલય કરનાર છે, તથા ગુણાવતાર છે, અને ભગવાનને સારૂ સર્વ પરિત્યાગ કરી કૈલાસના શિખરપર તપ કરે છે. તેથી પણ અધિક મોટાં લક્ષ્મીજી જે ભગવાનનાં સ્ત્રી છે, બ્રહ્મના આનંદભૂત છે, ભગવાનના વક્ષસ્થલમાં બીરાજે છે, જગતને ઉત્પન્ન કરનારાં છે, અને સદા ભગવાનના ચરણારવિંદની સેવા કરે છે. આ પ્રમાણે આ ત્રણે પણ આ પ્રસાદને નથી પામ્યાં તો બીજો કોણ પામી શકે તેમ છે ? કોઇ પણ નહિ. તો તેમાં કાંઇ એ ત્રણમાં કોઇનો દોષ નથી એ ત્રણે ભગવાનના અંગનોજ આશ્રય કરે છે. જુવો લક્ષ્મીજી તો વક્ષસ્થલનો આશ્રય કરે છે, અને બ્રહ્માજી નાભિ કમળનો આશ્રય કરે છે, અને મહાદેવજી પણ ચરણ ચાકરી કરે છે આ પ્રમાણે તો તેમને સેવા છે; અને ગુણાવતાર પણ ત્રણે છે. તો એ ત્રણેને જે દુર્લભ હોય તે બીજાને કયાંથીજ મળે ? ત્યારે શંકા થાય છે કે એ કયો પ્રસાદ ? ત્યારે કહે છે કે જે પ્રસાદ ગોપીને મળ્યો તે પ્રસાદ કોઈને મળ્યો નથી. એટલે શ્રીયશોદાજીને જે શ્રીકૃષ્ણનો પ્રસાદ થયો તે કોઇને થયો નથી તે શું ? કે સર્વને સંસારથી મૂકાવનાર એ પણ ઉલૂખલે

ગોપીના હાથથી બંધાયા. જે સર્વને છોડાવનાર હોય તે પોતે કેમ બંધાય ? તો પોતાની ભક્તવત્સલતા દર્શાવવા તે પણ સ્વીકાર્યું આ આશય શ્રીસુબોધિનીને અનુસાર છે.

પુષ્ટિથી ઉત્પન્ન થયેલો ભક્તિમાર્ગ તે પુષ્ટિમાર્ગ સમજવો પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ—

**पोषणं तदनुग्रहः**

અર્થ—ભગવાનનો અનુગ્રહ તે પોષણ-પુષ્ટિ જાણવી. પુષ્ટિથી જે ભક્તિ તે પુષ્ટિભક્તિ આ વિષયપર વધારે "પુષ્ટિ પ્રવાહ મર્યાદા" નામના ગ્રંથમાં લખાયું છે. ભગવાનનો જે અનુગ્રહ કહેવામાં આવ્યો તે એક ભગવાનનો ધર્મ છે, તે એવો છે કે સર્વ લૌકિક અને અલૌકિક ઉત્તમ ફલને દેનાર છે, જેને ભગવાનનો અનુગ્રહ થાય તેને આ લોક સબંધિ અથવા ભગવત્સંબંધ જે ઉત્તમ ફળની ઇચ્છા રહે તે ભગવાન પોતે સંપાદન કરી આપે છે. એ સાધારણ અનુગ્રહનું સ્વરૂપ કહેવામાં આવ્યું. વિશેષ અનુગ્રહનું સ્વરૂપ એવું છે કે તે ભગવત્સ્વરૂપ એજ ફળ જેમાં છે તે-આ અનુગ્રહ કોઇ કોઇ ભક્તના ઉપર થાય છે કાંઇ સર્વના ઉપર થતો નથી. પુષ્ટિમાર્ગમાં તો વિશેષ અનુગ્રહ લેવો, કારણ કે સાધારણથી તો માત્ર લૌકિક ફળ સિદ્ધિ થાય છે, અને વિશેષથી અલૌકિક ફળ સિદ્ધ થાય છે. આ વિષય પુષ્ટિસ્કંધમાં એટલે શ્રીભાગવતના ૫૪ સ્કંધમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. ઇંદ્રાદિકની ઉપર ભગવાનનો સાધારણ અનુગ્રહ હતો તેથી તેઓને પોતાની ઇચ્છા પ્રમાણે ફલ સિદ્ધ થયું. તેમ દૈત્ય ઉપર પણ સાધારણ અનુગ્રહ હતો તેથી તેઓની ઇચ્છા પ્રમાણે તેને પણ ફળસિદ્ધ થઇ; તેથી એમ જણાય છે કે સાધારણ અનુગ્રહથી લૌકિક ફળ મળે છે. શ્રીમદાચાર્યજીએ ભાગવતાર્થ નિબંધમાં કહ્યું છે કે—

**एवमिंद्रे महापुष्टिः सर्वत्राश्रा निरूपिता ।**
**सर्व बाधकरूपाहि दैत्यपुष्टिरथोच्यते ॥**

ભાવાર્થ—એ પ્રમાણે દેવ પ્રકરણમાં સર્વ કાર્ય સિદ્ધિ રૂપ અનુગ્રહ કહ્યો, અને દૈત્ય પ્રકરણમાં કાલ કર્મ સ્વભાવાદિ બાધક અનુગ્રહરૂપ પુષ્ટિ કહેવામાં આવે છે. નામ પ્રકરણમાં કર્મબાધિકા પુષ્ટિ અને રૂપપ્રકરણમાં હર્યશ્વાદિકને કર્મબાધિકા પુષ્ટિ અને વૃત્રાસુરને સ્વભાવબાધિકા પુષ્ટિ અને વાયુને કાલ કર્મ અને સ્વભાવ એ ત્રણે બાધકા પુષ્ટિ છે. આ પ્રમાણે સાધારણ પુષ્ટિનુ સ્વરૂપ કહેવામાં આવ્યું. વિશેષ અનુગ્રહરૂપ પુષ્ટિ તો નવમસ્કંધમાં સૂર્ય સોમવંશીયરાજાના ચરિત્ર વર્ણન કરવાથી મર્યાદા અને પુષ્ટિ કહેવામાં આવી છે. પુષ્ટિથી ઉત્પન્ન થયેલી ભક્તિ તે પુષ્ટિભક્તિ કહેવાય, માટે શ્રીગુસાંઇજીએ ભક્તિહેતુ નામના ગ્રંથના મંગલાચરણમાં આ શ્લોક કહ્યો છે, તેથી ભગવાનના સ્વરૂપથી વ્યતિરિક્ત કાંઇ પદાર્થની ઇચ્છા જેમાં ન રહે એવી જે ભક્તિ તે પુષ્ટિભક્તિ કહેવાય છે. જે નિષ્કામ મર્યાદાભક્તિ છે તેમાં તો મોક્ષની પણ ઇચ્છા રહે છે માટે તે પુષ્ટિ ન કહેવાય, અને મોક્ષ છે તે ભગવત્સ્વરૂપાત્મક છે એમ પણ કહી શકાતું નથી, કારણ કે વૃત્રાસુરના પ્રકરણમાં વૃત્રાસુરે ભગવાનને એમ પ્રાર્થના કરી છે કે હુ યોગ સિદ્ધિની ઇચ્છા કરતો નથી અને હું મોક્ષ પણ ચાહતો નથી કેવળ આપને ચાહું છું' તો આમ કહેવાથી સ્પષ્ટ જણાય છે કે મોક્ષ એ કાંઇ ભગવત્સ્વરૂપાત્મક નથી. માટેજ પુષ્ટિમાર્ગીય ભક્ત એની કામના કરતા નથી. આ વિષય ઉપર વધારે જોવું હોય તો શ્રીભાગવત દશમસ્કંધ અધ્યાય ૨૧ શ્લોક ૭ નાં તથા તેજ સ્કંધના અધ્યાય ૨૯ શ્લોક ૩૯ નાં સુબોધિનીમાં જોવું. તેમજ મોક્ષ કામના પણ કામનામાંજ ગણવી જોઈએ. તેથીજ પુષ્ટિમાર્ગીય તપ્તમુદ્રા ધારણ નથી કરતા, કારણ કે તેના વચનમાં 'હરિ સાથે સાયુજ્ય મુકિતની કામના હોય તો તપ્તમુદ્રાનુ ધારણ કરવું' એમ કહ્યું છે. આ વચન નિબંધમાં લખવામાં આવ્યું છે આથી એ સિદ્ધ થયું જે પુષ્ટિમાર્ગના ભકત ભગવતસ્વરૂપાતિરિકત કાંઇપણ ઇચ્છતા નથી.

આનો સાર એ છે જે—જેમ મર્યાદામાર્ગીય ભકતને રહેવાને વાસ્તે સ્થાન કહેવામાં આવ્યું છે જે શ્રીભાગવતમાં તત્પર થઇને શ્રીગંગાજીના તીરપર રહે તેમ પુષ્ટિમાર્ગીય ભકતે કયાં રહેવું? આના ઉત્તરમાં કહેવામાં આવ્યું જે પુષ્ટિમાર્ગમાં કાંઇ સ્થાનને વાસ્તે વધારે આગ્રહ નથી, જ્યાં ભગવાનનો અનુગ્રહ થાય ત્યાંજ રહેવું, અને એકાદશસ્કંધમાં આમ પણ કહેવામાં આવ્યું છે કે જ્યાં અનેક ભગવદીયનો સમાગમ થતો હોય, જ્યાં ભગવાન બીરાજ્યા હોય જે પુણ્યદેશ હોય એ વગેરે પહેલા પ્રકાશના અનુવાદમાં સઘળું લખવામાં આવ્યું છે માટે ફરી લખવાની જરૂર નથી. આ પ્રમાણે મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીયની સ્થિતિ કહેવામાં આવી.

પૂર્વ શ્લોકમાં મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય ભકતની સ્થિતિ કહેવામાં આવી. હવે આ શ્લોકમાં પુષ્ટિમિશ્ર મર્યાદા-માર્ગીયને શું ફળ તથા જ્ઞાનમાર્ગથી ભકિતમાર્ગ ઉત્તમ છે તે સિદ્ધ કરવામાં આવશે.

# मूलम्—उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ॥

સાન્વયપદાર્થઃ—उभयो· બન્ને (જ્ઞાની અને ભક્ત)ને क्रमेण ક્રમે કરીને (પ્રથમ પુષ્ટિમાર્ગમાં લઇને) एव જ तु પુનઃ ફરીથી પૂર્વોક્ત આગળ કહેલી (માનસી સેવા) एव જ फलिष्यति સિદ્ધ થશે.

શબ્દાર્થ—મર્યાદામાર્ગમાં રહેલો જ્ઞાની તથા ભકિતમાન એ બન્નેની ઉપર જો ભગવાન અનુગ્રહ કરે છે તો તેને પુષ્ટિમાર્ગ-માં પહોચાડે છે અને પછે પહેલાં કહેવામાં આવી જે માનસી ભકિત તે આપે છે. અને જો મર્યાદામાર્ગમાંથીજ અંગીકાર કરી લે છે તો મુકિતજ આપે છે ભકિત આપતા નથી.

ભાવાર્થ—જે પુષ્ટિમિશ્ર મર્યાદામાર્ગીય હોય તેને તો માનસી સિદ્ધ થઇ જાય છે અને જો મર્યાદામાર્ગીયજ ભકિતમાન્ હોય અથવા જ્ઞાની હોય તો તેને ભગવાન મુકિત આપે છે. પુષ્ટિભકિત આપતા નથી.

પ્રકાશમાં શ્રીપુરૂષોત્તમજી લખે છે કે મર્યાદામાર્ગસ્થને પણ પુષ્ટિમાર્ગમાં પ્રાપ્ત કરીને પછી માનસી સિદ્ધ કરાવી દે છે, એટલે પહેલે ભગવાનમાં ચિત્ત પરોવાઇ રહે, તે પછી તનુજા અને વિત્તજા તેનાથી કરાવે અને પછે માનસી આપે છે. તેથી જે ફળ થાય છે તે સર્વથી શ્રેષ્ઠ છે, અને જો મર્યાદા માર્ગમાંથી ભગવાન્ અનુગ્રહ કરવા ધારે છે તો તેને મુકિત આપે છે પણ ભકિતયોગ આપતા નથી.

શ્રીગોકુલનાથજી લખે છે કે જો પુષ્ટિમાર્ગીય ભક્તને તથા મર્યાદામાર્ગીય ભક્તને એક સરખું ફળ થતું હોય તો પછી માર્ગ ભેદ કરવાનુ શું કામ ? અને તેમ જુદી જુદી રીતે અંગીકાર કરવામાં પણ શું પ્રયોજન ? તેથી મૂલનો સાધારણ અર્થ જાણીએ છીએ તો એમજ જણાય છે કે બન્નેની પહેલે કહેવામાં આવી તે ભક્તિ સિદ્ધ થાય છે, માટે તેનો અર્થ વિવૃતિમાં કહેવામાં આવ્યો છે તે પ્રમાણે જોઇએ કે મર્યાદામાર્ગી એક તો જ્ઞાની અને બીજો ભક્તિવાળો એ બન્નેની ઉપર જો ભગવાન અનુગ્રહ કરે છે તો તે બન્ને ને પહેલે તો પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરાવે છે, અને જે મર્યાદામાર્ગનો અંશ છે તેને દૂર કરે છે; પછી તે પુષ્ટિ માર્ગને અનુસરી ભગવાનની સેવા કરે છે તો પછી તેને પુષ્ટિ માર્ગીય ફળ મળે છે. અને ભગવાનની તેમજ ઇચ્છા થાય છે કે મર્યાદામાર્ગમાંથી તેનો અનુગ્રહ કરી લેવો તો તે બન્નેની મુક્તિ કરે છે તેને પોતાની ભક્તિ દેતા નથી.

ટિપ્પણમાં લખવામાં આવ્યું છે કે ટીકામાં ( વિવૃતિમાં ) જે મર્યાદાસ્થો આમ લખવામાં આવ્યું તે જ્ઞાની અને ભક્તને વાસ્તે છે. તે બન્ને મર્યાદામિશ્ર પુષ્ટિભક્ત જાણવા, તેમાં જ્ઞાનીનું એ લક્ષણ છે કે બ્રહ્મજ્ઞાને કરી પર પ્રાપ્તિ જેને થઇ હોય તે અને બ્રહ્મજ્ઞાન વિના પણ જેને પર પ્રાપ્તિ થઇ હોય તે ભક્ત જાણવો. આ પ્રમાણે બન્ને લક્ષણ કહેવામાં આવ્યા છે, તેની ઉપર જો ભગવાન અનુગ્રહ કરે છે તો તેના અંતઃકરણમાં જેટલો

મર્યાદાનો અંશ છે તેમાં પુષ્ટિનો અંશ મેળાવીને એટલે પુષ્ટિમાર્ગમાં સામેલ કરે છે, પુષ્ટિ છે તે ભગવાનની યોજનાથી થાય છે તે કોઇ પુરૂષ પ્રયત્નથી થતી નથી.

આ અર્ધ શ્લોકનો સાર—જે મર્યાદામાર્ગીય ભક્ત છે જે જ્ઞાન અને ભક્તિપ્રધાન છે. તે બન્નેને જો ભગવાન અનુગ્રહ કરે તો તેને પુષ્ટિમાર્ગમાં દાખલ કરે છે, અને પછે પુષ્ટિમાર્ગીય જે અનુગ્રહ છે તે કરે છે; અને તેવો અધિકારી ન હોય તો તેને મુક્તિ આપે છે પરંતુ ભક્તિ આપતા નથી. મુક્તિ કરતાં ભક્તિમાં વધારે આનંદ છે એ તો સુપ્રસિદ્ધ છે.

આ પ્રમાણે અર્ધ શ્લોકનું વ્યાખ્યાન થયું હવે જ્ઞાનથી પુષ્ટિમાર્ગ અધિક છે એ પ્રતિપાદન કરે છે.

## मुलम्—ज्ञानाधिकोः भक्तिमार्ग एवं तस्मान्निरूपितः॥१२॥

સાન્વયપદાર્થઃ—एवं એ પ્રકારે (આગળ કહેલા સિદ્ધાન્તની રીતે અથવા જ્ઞાનમાર્ગથી અક્ષરની પ્રાપ્તિ છે અને ભક્તિમાર્ગથી શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે એ રીતે) भक्तिमार्गः ભક્તિમાર્ગ ज्ञानाधिकः જ્ઞાનમાર્ગથી અધિક (ઉત્તમ) છે तस्मात् તે કારણ માટે (ગંગાજીના દ્રષ્ટાંતે કરીને) निरूपितः (વિવેચન પૂર્વક) નિરૂપણ કરેલો છે.

અર્થ—જ્ઞાનમાર્ગથી ભક્તિમાર્ગ અધિક છે માટે આ ગ્રંથમાં ભક્તિમાર્ગનું વિવેચન પૂર્વક નિરૂપણ કરવામાં આવ્યું છે,

ભાવાર્થ—હાલ લોકો આમ કહે છે કે જ્ઞાન એ ભક્તિનું પાકું ફળ છે, અને જ્ઞાનનું ફળ મુક્તિ છે. તો પછે જ્ઞાનમાર્ગથી ભક્તિમાર્ગ કેમ અધિક કહેવાય? આનો ઉત્તર–આ જે એ લોકોનું કહેવું છે તે પક્કા પાયાપર નથી, કારણ કે તે માર્ગમાં જે જ્ઞાન છે તેનું સ્વરૂપ એ છે કે બ્રહ્મ અને આત્મા આનું એકપણું છે. એમ જાણવું. અને તે બ્રહ્મ અક્ષરાત્મક અને તદાત્મકપણાથી સર્વનું ભાન છે. તોપણ પુરૂષોત્તમ સંબંધ તો ઘણો દૂરજ રહે

છે, કારણકે પુરૂષોત્તમ તો અક્ષરથી અલગા છે. માટેંજ શ્રીગીતાજીના બારમા અધ્યાયમાં અર્જુને પુરૂષોત્તમ અનેઅક્ષરના ભજનનું તારતમ્ય ભગવાનને પૂછયું તેમાં ભગવાને પોતાના ભજનમાં અધિકતા બતાવી છે—

अर्जुन उवाच--

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અર્થ—અર્જુન કહે છે--એ પ્રમાણે સદા તમારી સેવા કરનાર અને જે અવ્યકત અક્ષરની ઉપાસના કરનાર એ બન્ને ભકતજનોમાં ઉત્તમ કોણ ?

श्रीभगवानुवाच--

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

અર્થ—ભગવાન કહે છે—મારામાં (પુરૂષોત્તમમાં) પ્રેમથી મન પરોવીને ઉત્તમ શ્રદ્ધાથી જે સેવા કરે છે તેઓને હું ઘણા યોગ્ય માનુ છું. ॥ ૨ ॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥४॥

અર્થ—( શ્લોકમાં શબ્દ પક્ષાંતર જણાવે છે ) જે ભકત અક્ષરની ઉપાસના કરે છે તે અક્ષરનેજ પામે છે. અક્ષરનુ તથા ભકતનું સ્વરૂપ કહે છે કે જેનુ શબ્દથી વર્ણન નથી થતું, તેમ પ્રકટ નથી તેમ સર્વ સ્થાનમાં વ્યાપી છે, જેનુ ચિત્તથી ચિંતવન પણ થતું નથી જે ચલ નથી અને વૃદ્ધિ આદિ વિકાર જેને નથી તે કૂટસ્થ—અક્ષર છે. સારી રીતે સઘળી ઇંદ્રિયને

નિયમમાં રાખી સર્વત્ર સમાનબુદ્ધિવાળા અને સર્વપ્રાણિના હિતને ચાહનાર ભક્ત હોવા જોઇએ. તે અક્ષરને પહોંચે છે.

क्लेशोधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

જે ભક્ત અક્ષરની ઉપાસના કરે છે તેને ઘણોજ ક્લેશ સહન કરવો પડે છે. તેનું કારણ એ છે જે પહેલા શ્લોકમાં જે વિશેષણ અક્ષરનાં દેવામાં આવ્યાં છે તથા જણાય છે; અવ્યક્ત જે ગતિ છે તે દુઃખરૂપ છે તે શરીરવાળાને ભોગવવી પડે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि नचिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

અર્થ--જે ભક્ત સઘળાં કર્મ મને સોંપીને મારે આધીન થઇ મારૂં ધ્યાન કરતાં મારીજ સેવા કરે છે તેઓનો આ સંસાર સાગરથી થોડા વખતમાં ઉદ્ધાર હું કરનાર છઉં. કારણ કે તેઓનું ચિત્ત મારામાંજ આવિષ્ટ હોય છે.

ભાવાર્થ—આ બન્ને શ્લોકમાં ભક્તિમાર્ગનોજ ઉત્કર્ષ દેખાડયો તેમાં પણ પુરૂષોત્તમની ભક્તિનો કહેવામાં આવ્યો છે. શ્રીપુરૂષોત્તમની સેવા કરનારને ક્લેશ સહન કરવો પડતો નથી અને અક્ષરની ઉપાસના કરનારને સહન કરવો પડે છે એ તેમાં વિશેષ છે

શ્રીપુરૂષોત્તમજી પ્રકાશમાં લખે છે કે જ્ઞાનમાર્ગથી ભક્તિમાર્ગ ઉત્કૃષ્ટ છે એ તો શ્રીકૃષ્ણના વચનામૃતથીજ સિદ્ધ થયું. જો જ્ઞાનમાર્ગથી પુષ્ટિમાર્ગ ઉત્તમ ન હોય તો ભગવાન પોતે સ્વમુખથી પહેલે કહેવામાં આવ્યું તે પ્રમાણે આજ્ઞા કેમ કરે ? તેથી એ સિદ્ધ થાય છે કે ભક્તિમાર્ગ ઉત્તમ છે. આ બન્નેમાં વિચાર કરીએ તો જ્ઞાનમાર્ગમાં અક્ષરબ્રહ્મની અહંગ્રહથી ઉપાસના

છે અને સર્વબ્રહ્મ છે તેમ ઉપાસના છે. એટલે अहंब्रह्मास्मि કે સર્વ બ્રહ્મ આ રીતથી ઉપાસના કરે છે. તે કરતાં ભક્તિમાર્ગમાં તે આધિકચ સ્પષ્ટ છે, કારણ કે તેમાં પુરૂષોત્તમ વિષયક ઉપાસના છે, જ્ઞાનથી અધિક ભક્તિમાર્ગ છે માટે આ સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથમાં ગંગાજીના દૃષ્ટાંતથી સારી રીતે આચાર્યચરણે વિવેચન કર્યું છે.—

હવે આ ગંગાજીના દૃષ્ટાંતમાં પણ વિચાર કરીએ તો જ્ઞાનથી ભક્તિ અધિક સ્પષ્ટ જાણવામાં આવે છે ગંગાજીમાં પણ ક્ષર અક્ષરને પુરૂષોત્તમનું તારતમ્ય જોવામાં આવે છે. જે ગંગાજી આધિદૈવિકી દેવી છે તે કાંઇ તીર્થાત્મિકા કે જલાત્મિકાજ ન જાણવી, પણ જલમાં તીર્થ બુદ્ધિ રાખી જ્ઞાની થાય છે, અને પછી જલ તીર્થથી જે અલગાં ગંગાદેવી છે તેનાં દર્શનઃદિથી ભક્ત ગણાય છે. ભક્તિએ કરી જેને ગંગાદેવીનાં દર્શન થયાં છે તે કોરા જ્ઞાનીથી તો અધિકજ છે એતો નિર્વિવાદ છે; આ પ્રમાણેજ ભકિતમાર્ગમાં પણ જે ક્ષર અક્ષરના જ્ઞાનમાંજ ડુબી રહ્યા છે તે કરતા પુરૂષોત્તમને જાણીને સર્વભાવથી જે ભકિત કરે તે અધિક છે. ગીતાજીના પંદરમા અધ્યાયમાં—

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

અર્થ—ભગવાન અર્જુનને કહે છે—જે એ પ્રમારે મોહ વગર મને ( પુરૂષોત્તમને ) જાણે છે અને સર્વ ભાવથી ભજે છે. આથી જ્ઞાનમાગમાં પણ અન્તે ભકિત કરવી પડે છે, અને ભકિતમાર્ગમાં તો ભકિત છેજ; તો પ્રથમથી ભકિત એજ ઉત્તમ છે. આ વિષયપર વધારે લખવાની જરૂર નથી કારણકે અનેક પ્રમાણથી સિદ્ધ છે, તે વિદ્વાન લોકોએ જાણવું. આ વાદ અનદિ ચાલ્યો આવે છે, જ્ઞાનમાર્ગ ઉત્તમ કે ભકિતમાર્ગ ઉત્તમ તેપર પ્રમાણનો ઉપન્યાસ કરવા લાગીએ તો તેનો પાર આવે તેમ નથી તેથી વધારે લખવામાં આવ્યાં નથી, વેદમાં પણ જ્ઞાનથી ભકિતને અધિક કહેલી છે. ઋગ્વેદમાં આ મંત્ર છે—

**तमु स्तोतारः पूर्व्यं यथाविदं ऋतस्य गर्भं जनुषा पिपर्त्तन आस्य जानंतो नाम चिद् विवक्तन महस्ते विष्णो सुमतिं भजामहे ॥**

અર્થ—હેસ્તોતારઃ ભગવાનના ઉત્કૃષ્ટનું વર્ણન કરનારો ? પૂર્વ્યં સર્વ કારણના પણ કારણરૂપ તે પ્રસિદ્ધ—લોકવેદમાં પ્રસિદ્ધ પુરૂષોત્તમને યથા વિદઃ જે પ્રકારથી જાણો છો તે ઋતસ્ય સત્ય પ્રિય વાણીરૂપ વેદના ગર્ભ સારભૂત બ્રહ્માને ઉપદેશ કર્યો હતો તેને જનુષા જન્મે કરી એટલે જ્યાં સુધી જીવ હોય ત્યાં સુધી પિપવર્ત્તન પૂર્ણ કરો, સંતુષ્ટ કરો. પૂર્ણ જ્ઞાનિઓએ પોતાના દેહ ઇંદ્રિય, પ્રાણ, અંતકરણ, અને જીવ આ સઘળાને પુરૂષોત્તમના ઉપયોગી કરવાં, આપો ભક્તિમાર્ગમાં વિનિયોગ દેખાડવામાં આવ્યો આથી જ્ઞાનમાર્ગથી ભક્તિમાર્ગની અધિકતા દેખાય છે. ભક્તિ વિના બીજા કોઈ સાધનથી પુરૂષાર્થ સિદ્ધ થતો નથી. એમ હૃદયમાં રાખી કહે છે કે દેહાદિ સર્વના વિનિયોગમાં શક્તિ ન હોય તો પછી આ સર્વ રીતે जानंतः જાણતા અખંડ શબ્દ બ્રહ્મરૂપ મને જાણતા તેનુંજ विवक्तन વિવેચન કરો. અધિક માહાત્મ્ય આદિનું જ્ઞાન ન હોય તો નામ માત્રનું કિર્તન કરો. તેમ કિર્તન કરવાથી ક્રમે ક્રમે ભગવતસ્વરૂપનું તથા માહાત્મ્યનું જ્ઞાન થશે. હવે તેનું સ્વરૂપ કહે છે चित् આ ઉપલક્ષણ પણ सच्चिदानंदात्मक. હવે નામસ્વરૂપનું પણ જ્ઞાન ન હોય તો તેનાં ઉપદેશ કરનાર ગુરૂ પાસે શરણ જવું તે ગુરૂનું સ્વરૂપ કહે છે महस्ते विष्णु હે વિષ્ણો તમારા સંબંધી અને सुमतिं અને સારી મતિવાળા અર્થાત નિર્દોષ પૂર્ણ ગુણરૂપે કરી તમને જાણનાર તમારા ભક્તજન તેને भजामहे તેને ભજીએ છીએ. વલી તે તેજોરૂપ બીજાનું અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરી શકે. તેવા ગુરૂને શરણ જવું જેથી અજ્ઞાન દૂર થાય અને ભક્તિમાર્ગમાં પ્રવેશ થાય, અને જેથી આત્મા કૃતકૃત્ય થાય. સાર એજ કે ભગવાનના સ્તુતિ કરનારાઓ ? આ પ્રપંચના કારણરૂપ જે અક્ષર તેના પણ કારણરૂપ પુરૂષોત્તમને જે પ્રકારે તમે જાણોછો

કે વેદના ગભરૂપ છે તે પ્રકારે તમે સદા કીર્ત્તન કરો; આનું સચ્ચિદાનંદાત્મક નામને જાણતા છતાં વિવેચન કરો—ઉપદેશ કરો. અને હે વિષ્ણો ! તમારા તેજોરૂપ સારી મતિવાળાને અમો ભજીએ છીએ આ ઉપરથી આ સિદ્ધ થયું કે ભગવાન્‌ની શ્રવણ કીર્તનાદિ ભક્તિ કરવી એ મુખ્ય કર્ત્તવ્ય છે, અને જ્ઞાનમાર્ગથી પણ આ માર્ગ ઉત્તમ છે. આ વિષયપર બીજી શ્રુતિઓ ગ્રંથ વિસ્તાર ભયથી અહીં લખવામાં આવી નથી.

પુરૂષોત્તમજીએ આ શ્રુતિના અર્થમાં એમ જે લખ્યું કે વેદનો ઉપદેશ બ્રહ્માજીને કર્યો હતો તેને સિદ્ધ કરવાને શ્રીભાગવતના એકાદશસ્કંધમાંના શ્લોક લખ્યા છે.

**कालेन नष्टा प्रलये वाणीयं वेदसंज्ञिता ।**
**मयादौ ब्रह्मणे प्रोक्ता धर्मो यस्यां मदात्मकः ॥ १४-३ ॥**

અર્થ—કાળે કરી પ્રલયમાં આ વેદવાણી અદૃશ્ય થઇ ગઇ હતી તે મેં બ્રહ્માજીને પ્રથમ કહી જે વેદવાણીમા મહારો ધર્મ વર્ણવેલો છે.

તેમજ તેજ સ્કંધમાં અધ્યાય ૨૧ માં પણ કહ્યું છે.—

**मां विधत्तेऽभिधत्ते मां विकल्प्यापोह्यते त्वहम् ।**
**एतावान्सर्ववेदार्थः शब्द आस्थाय मां भिदाम् ॥**
**मायामात्रमनूद्यान्ते प्रतिषिध्य प्रसीदति ॥ ४३ ॥**

અર્થ—ભગવાન ઉદ્ધવજીને કહે છે—વેદ મારૂં વિધાન કરે છે—યજ્ઞરૂપ ભગવાન્ છે અને મંત્રો યજ્ઞનું વિધાન કરે છે વેદ મને કહે છે—તે તે દેવતારૂપ ભગવાન્ છે અને મંત્રો ઈંદ્રાદિક દેવતાને કહે છે. વેદ વિકલ્પ કરી નિરાકરણ મારૂંજ કરે છે કારણ કે સર્વ પ્રપંચ ભગવદ્રૂપ છે. આ સઘળો વેદનો સાર એજ કે હું—પુરૂષોત્તમ છું. વેદ મારો આશ્રય કરીને અને લૌકિક પદાર્થનો અનુવાદ કરી અને નિષેધ કરી મને પ્રતિપાદન કરી નિવૃત્ત થાય છે. વેદમાં જે આકાશાદિનો નિષેધ છે તે લૌકિક

આકારાદિનો નિષેધ છે. કાંઇ ભગવદાકારનો નિષેધ નથી. આટલું પ્રકાશમાં લખ્યું છે.

શ્રીગોકુલનાથજી ટીકામાં લખે છે કે—જ્ઞાનમાર્ગથી અધિક ભક્તિમાર્ગ છે તે ગીતાજીના બારમા અધ્યાયમાં કહેલું છે. અને જેમ ગંગાજીનાં ત્રણ સ્વરૂપ છે ને તેમાં તારતમ્ય છે, તેમ તે તે સ્વરૂપને ભજનારમાં પણ તારતમ્ય હોવું જોઇએ. જેમ ગંગાજીમાં તેમજ અહીં પણ જાણવું; એટલે અક્ષરને ભજનાર તથા પુરૂષોત્તમને ભજનાર ભક્તમાં પણ તારતમ્ય સમજવું. જ્ઞાનમાર્ગમાં અક્ષરની ઉપાસના છે અને ભક્તિમાર્ગમાં પુરૂષોત્તમની સેવા છે તો જ્ઞાનમાર્ગથી ભક્તિમાર્ગ ઉત્તમ છે એ સિદ્ધ થયું. આટલું વ્યાખ્યાન કરી ગોકુલનાથજીએ વિવૃતિની ટીકા સમાપ્ત કરી છે. અંતમાં એક કારિકા લખી છે.

આ અર્દ્ધ શ્લોકનો સાર—ભકિતમાર્ગ જ્ઞાનમાર્ગથી અધિક છે, માટે ગંગાજીનાં દૃષ્ટાંત દઈને નિરૂપણ કર્યું છે, અધિકતામાં હેતુ એ છે કે ભકિતથી પુરૂષોત્તમ પ્રાપ્તિ થાય છે. ભક્તિમાર્ગ સુગમ છે અને જ્ઞાનમાર્ગમાં કલેશ ઘણો છે. ઈત્યાદિ વ્યાખ્યાનમાં સઘળું દર્શાવ્યું છે. જ્ઞાનપૂર્વક ભક્તિ હોય તો પછે કાંઈ બાકીજ રહ્યું નહિં.

અહીં સુધી ગ્રંથમાં ભગવાનની તનુજા અને વિત્તજા અને માનસી સેવા કરવી એ પ્રતિપાદન કર્યું તથા તે સેવાના અધિકારી ૪ પ્રકારના અને તેઓની ફળ સુધીની વ્યવસ્થા પણ કહી એથી સિદ્ધ થયું કે સર્વથી ઉત્તમ એજ છે કે ભગવાનની સેવા કરવી. તેમાં પ્રથમ સાધન સેવા તનુજા તથા વિત્તજા છે. એ સદા કરતે ભક્તિ ઉત્પન્ન થાય છે, અને પછી જે ફળરૂપ માનસીસેવા છે તે પણ પ્રાપ્ત થાય છે, જો કદાચિત તનુજા અને વિત્તજા બરાબર ન બની શકે અને તેથી વળી ભક્તિ ન સિદ્ધ થઈ હોય તેવા મનુષ્યને શું ફળ મળે છે? એ વીશમા શ્લોકમાં કહેવામાં આવશે—

**मुलम्–भक्त्यभावे तु तीरस्थो यथा दुष्टैः स्वकर्मभिः॥**
**अन्यथाभावमापन्नस्तस्मात्स्थानाच्च नश्यति॥२०॥**

**સાન્વયપદાર્થઃ—यथा** જેમ **तीरस्थः** (શ્રીગંગાજીના) તીર ઉપર રહેલો (પુરૂષ) **भक्त्यभावे** ભક્તિના અભાવમાં અર્થાત્ ભક્તિ નહિ હોય **तु** તો **दुष्टैः** (વેદની નિંદા અને પરસ્ત્રીનું ગમન એ આદિ) દુષ્ટ (ખરાબ) એવાં **स्वकर्मभिः** પોતાનાં કર્મોએ કરીને **अन्यथाभाव** અન્યથાપણાને (પાખંડીપણાને) **आपन्नः** પ્રાપ્ત થઈને **तस्मात्** તે **स्थानात्** સ્થાનકથી (તીર્થપણાના જ્ઞાનથી) **च** પણ **नश्यति** નાશ પામે છે (તેમ પ્રભુના સાનિધ્યમાં રહેતો હોય પણ જો પ્રભુમાં ભક્તિ ન હોય તો તે પણ પોતાના દુષ્ટ કર્મ કરીને આરૂઢપતિત થઇને તે સ્થાનમાંથી છૂટી કોઇ હીન યોનિમાં જન્મે છે.

શબ્દાર્થ—જેમ ગંગાજીના તીરપર રહેતો હોય અને ભક્તિ ઉત્પન્ન ન થઇ હોય ને પછી પોતાના દુષ્ટ કર્મે કરી જેમ આરૂઢ પતિત થઇ અને તે સ્થાનથી પણ નષ્ટ થાય છે—તેમ ભગવાનના સાન્નિધ્યમાં રહેતો હોય પણ જો ભકિત ન હોય તો તે પણ પોતાના દુષ્ટ કર્મે કરી આરૂઢ પતિત થઈ તે સ્થાનમાંથી છુટી કોઇ હીન યોનિમાં જન્મ લે છે.

ભાવાર્થ—ગંગાજીનું દૃષ્ટાંત જે પહેલેથી આપ્યું છે તેનું બીજું પણ તાત્પર્ય કહે છે—જેમ કોઇ ગંગાજીને તીર્થાત્મક જાણતો હોય, અને તીરપરજ રહેતો હોય પણ જો ભકિત ઉત્પન્ન ન થઇ હોય, એટલે અંતઃકરણમાં મોટાઇ જાણીને સ્નેહ ન થયો હોય તો પછે પોતાના પાપાચરણથી તે ગંગાજીમાંજ જલબુદ્ધિ જાણતો તે તીર્થાત્મક જ્ઞાનના સ્થાનથી પણ નાશ પામે છે. અથવા ગંગાજીથી છૂટો પડે છે. તેમ અહીં ભગવાનની પાસે રહેતો હોય, એટલે જ્યાં ભગવાન્‌ની નિધિ બીરાજતી હોય પૂજા પ્રવાહ સતત ચાલતો હોય, અથવા મથુરાજી વગેરે ભગવાનના ધામમાં રહેતો હોય, પણ જો ભગવાન્‌માં ભકિત ન ઉત્પન્ન થઇ

અને સાધારણ બુદ્ધિ રહી તો પછી તે પોતાના પાપથી એટલે વેદની નિંદા કરવાથી અથવા પરસ્ત્રી ગમનાદિથી અથવા વિદ્વાન, ભગવદ્ભકત, બ્રહ્મણપર ઇર્ષ્યા દ્વેષ રાખવાથી, વધારે શું જે વેદ શાસ્ત્રમાં કહ્યું છે તેથી વિરૂદ્ધ આચરણ કરવાથી પછી તે પાખંડી થઇ જાય છે, અને આરૂઢ પતિત થાય છે, તેથી તેને હીન યોનિમાં ફરી જન્મ લેવો પડે છે. હા એટલું ખરૂં કે નરકમાં તો નથી જતો પણ ક્રમથી પદવી ઉતરતો જાય છે.

ત્યાં પુરૂષોત્તમજીએ નિબંધનો શ્લોક દર્શાવ્યો છે.

**अत्रापि वेदनिंदायामधर्मकरणात्तथा ।**

**नरके न भवेत्पातः किंतु हीनेषु जायते ॥**

અર્થ--ભક્તિમાર્ગમાં આવ્યા પછી પણ જો વેદની નિંદા કરે અથવા અધર્મ આચરણ કરે તો નરકમાં તો ન પડે પરંતુ કોઇ નીચ યોનિમાં અવતાર લેવો પડે; એટલે આરૂઢ પતિત કહેવાય. શ્રીકલ્યાણરાયજી લખે છે કે--ભકિતનો અભાવ એટલે માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સ્નેહ નહિં તે. આ લખવાથી નારદપંચરાત્રના શ્લોકનું સ્મરણ આવે છે—

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढःसर्वतोधिकः ।**

**स्नेहो भक्तिरिति प्रोक्तस्तयामुक्तिर्न चान्यथा ।**

અર્થ—ભગવાનની મ્હોટાઇ જાણીને દૃઢ અને સર્વથી જે અધિક સ્નેહ તેજ ભકિત અને તેથી મુકિત કાંઇ બીજા પ્રકારથી મુક્ત થતી નથી.

આ વિવૃતિની ટિપ્પણી પણ પુરી થઇ છે અંતમાં એક કારિકા લખી છે તેનો અર્થ--શ્રીમદાચાર્યને પ્રણામ કરી તેમણે રચેલી સિદ્ધાંતમુકતાવલીની ગુસાંઇજીએ કરેલી વિવૃતિ તેની ટિપ્પણી મેં (શ્રીકલ્યાણરાયે) કરી છે.

ટિપ્પણમાં કાંઇ વિશેષ લખવામાં આવ્યું છે. જેમ કોઇ તીર્થાત્મક જાણતો હોય અને પછે દુષ્ટ કર્મથી જલ બુદ્ધિ રાખે તો તે તીર્થજ્ઞાનથી પણ ચુકે છે, તેમ અક્ષરબ્રહ્મપણાથી જાણતો

હોય પણ પોતાના દુષ્ટ પ્રારબ્ધથી પછે પ્રપંચપણે જાણવા લાગે તો અક્ષરબ્રહ્મ જ્ઞાનથી તે ચ્યુત થાય છે, કદાચિત્ એમ શંકા ઉત્પન્ન થાય કે—જ્ઞાનથી સર્વ કર્મનો નાશ થાય છે અને અહીં તો દુષ્ટ કર્મથી જ્ઞાનનો નાશ કહ્યો ? તો તેનું સમાધાન એ છે કે—જ્ઞાનથી કર્મનો નાશ એતો યોગ્ય છે પરંતુ તે કર્મ પ્રારબ્ધ નહિં, પ્રારબ્ધ કર્મના નાશ તો ભોગથી અથવા પુષ્ટિભક્તિથીજ થાય છે જ્ઞાનથી થતો નથી માટે આ ભક્તિ અવશ્ય કરવી જોઇયે.

શ્લોકનો સાર--ભગવાન્‌ની સમીપમાં રહેતો હોય તો પણ તેણે પોતાના શુદ્ધ આચરણ રાખવાં અને ભકિત કરવી. ભકિત એ મુખ્ય કર્તવ્ય છે; ભકિત વિના બીજો કોઇ ઉત્તમ પુરૂષાર્થ નથી; ભકિત વિના આરૂઢ પતિત કહેવાય છે:માટે વેદાદિમાં કહ્યાં તેવાં આચરણ રાખીને ભગવાનની ભકિત કરવી. ॥ ૨૦ ॥

આ સિદ્ધાંતમુકતાવલી ગ્રંથનો ઉપસંહાર શ્રીમદાચાર્યજી કરે છે

**मूलम्—एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम् ॥**
**एतद्बुध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥२१॥**

**इतिश्री वल्लभाचार्य विरचिता सिद्धान्तमुक्तावली समाप्ताः॥**

**सान्वयपदार्थः**—एवं એ (આગળ કહેલી) રીતે **मया** મેં **स्वशास्त्रसर्वस्वं** પોતાના શાસ્ત્રનું સર્વસ્વ રૂપ (સિદ્ધાન્ત) **गुप्तं** ગુપ્ત છે (તોપણ) **निरूपितं** નિરૂપણ કર્યું **एतत्** એ ( મારા કહેલા સિદ્ધાન્ત) ને **बुध्वा** જાણીને **पुरुषः** ( કોઇ પણ ) પુરૂષ **सर्वसंशयात्** બધા સંશયોથી **विमुच्यते** વિશેષે કરીને મુકાઇ જાય છે.

અર્થ—આ પ્રકારે સ્વશાસ્ત્રનું સર્વસ્વ એવા સિદ્ધાંત તે ગુપ્ત છતે (કૃપાથી) મેં—(આચાર્યજીએ) તેનુ નિરૂપણ કર્યું; હવે આ પ્રમાણે જાણી મનુષ્ય સર્વ પ્રકારના સંશયથી છૂટે છે.

ભાવાર્થ—શ્રીઆચાર્યજી આ સિદ્ધાંતમુકતાવલી ગ્રંથ પૂરો કરે છે, આ પ્રકારે ભકિતમાર્ગનું નિરૂપણ કરવામાં આવ્યું, તે જો કે ગુપ્ત છે. ત્યારે ગુપ્તનો પ્રકાશ કેમ કર્યો ? તો જે અધિકારી

છે તેની ઉપર કૃપા કરી પ્રકાશ કર્યો એટલે હવે જીવના ઉદ્ધાર સારૂ પ્રકાશ કર્યો છે. હવે આ પ્રમાણે જાણી અને જો પુરૂષ આચરણ કરે તો તે સર્વ પ્રકારના સંદેહથી છૂટે અને તેને સ્વકર્ત્તવ્યનું જ્ઞાન થાય છે.

ભકિત વિના બીજું કાંઇ કર્તવ્ય નથી. અને એ પણ સૂચવ્યું છે કે આ ગ્રંથ જાણવાથી અને હૃદયારૂઢ કરવાથી પણ સર્વ સંદેહથી છૂટાય છે.

શ્રીવિઠ્ઠલનાથજી વિવૃતિ પૂરી કરે છે તેની આ કારિકા---

**इति श्रीपितृपादाब्ज परागरससिक्तहृत् ।**
**श्रीविठ्ठलस्तत्सिद्धान्त वाङ्मालां हृदयेऽधौ ॥**

અર્થ--શ્રીવલ્લભાચાર્યના ચરણ કમલના રજથી તથા મકરંદથી જેનું હૃદય સિંચાયું છે તે શ્રીવિઠ્ઠલનાથજી સિદ્ધાંત વાણીની મુકતાવલીને હૃદયમાં ધારણ કરે છે આ પ્રમાણે વિવૃતિ પૂરી થઇ. ॥ ૨૧ ॥

## ઉપસંહાર.

આ ગ્રંથમાં એ સિદ્ધ થયું કે સદા શ્રીકૃષ્ણની સેવા કરવી તે સેવા ત્રણ પ્રકારની છે. એક તનુજા બીજી વિત્તજા અને ત્રીજી માનસી તેમાં માનસી એ ફળરૂપ છે, અને પહેલી અને બીજી સાધનરૂપ છે. સાધન વિના ફળ થવાનો સંભવ નથી, મુખ્ય ફળ માનસી અને તે સિદ્ધ થતા પહેલાં બીજું પેટામાં ફળ પણ એ કે સંસારના દુઃખની નિવૃત્તિ તથા પ્રપંચમાં અક્ષરબ્રહ્મનો બોધ થાય છે. પરબ્રહ્મ તો પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે. અને અક્ષરબ્રહ્મ એ પુરૂષોત્તમનું ધામ છે. અને જ્ઞાનીને ઉપાસના કરવા યોગ્ય તથા મુકિતનું સ્થાન છે; જે અક્ષરબ્રહ્મ પ્રપંચરૂપ છે, તેને કોઇ માયિક કહે છે, કોઇ સગુણ કહે છે. કોઇ ઇશ્વરનું કાર્ય કહે છે, કોઇ સ્વતંત્ર છે એમ કહે છે, પણ વેદનો તો એ સિદ્ધાંત છે કે અક્ષરબ્રહ્મનો આ અવિકૃત પરિણામ છે; એટલે બ્રહ્મજ છે. તેમાં ગંગાજીના દૃષ્ટાંતથી ભેદ સમજાવ્યા છે; જેમ જલરૂપ ગંગાજી છે તેમ આ જગત છે, જેમ તીર્થરૂપ ગંગાજી છે તેમ અક્ષર બ્રહ્મ છે. અને

જેમ દેવતારૂપ ગંગાજી છે તેમ શ્રીપુરૂષોત્તમ છે. જગત્ ત્રિગુણાત્મક છે અને એક એક ગુણના નિયામક બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે, સર્વના નિયંતા શ્રીકૃષ્ણ છે; ભક્તને લૌકિક અને અલૌકિક જે ફળ દેવું હોય તે પ્રભુની ઇચ્છા પ્રમાણે મળે છે. આ પ્રમાણે બ્રહ્મવાદથી શ્રીકૃષ્ણમાં બુદ્ધિ કરવી, તેને માનસીસેવા સિદ્ધ થાય છે; આ ઉત્તમ અધિકાર સમજવો. જ્ઞાની ભક્ત વિના આ અધિકાર મળતો નથી અને નિબંધમાં કહ્યું છે કે જ્ઞાની જો ભગવાનને ભજે છે તો પછે એનાથી બીજો અધિક કોણ? એટલે પહેલા વર્ગના તે જ્ઞાની ભક્ત જાણવા; આ ભકતને જ્ઞાનની જરૂર છે. ત્યાર બાદ મધ્યમાધિકાર કહેવામાં આવ્યો, તેમાં જીવ સ્વરૂપ જાણવાની જરૂર છે, તેથી તે જાણી પોતાના અંતઃકરણમાં શ્રીકૃષ્ણનુ ભકિતથી દર્શન કરે છે, તેમ કરતે કરતે અંતમાં પુરૂષોત્તમનુ સાયુજ્ય તેને મળે છે; તે બીજા વર્ગના મર્યાદા પુષ્ટ ભકત જાણવા. ત્યાર બાદ ત્રીજા વર્ગના સંસારી ભકતની વ્યવસ્થા કહેવામાં આવી, સંસાર જેને વળગી રહ્યા હોય એટલે દેહ, પુત્ર, મિત્ર, સ્ત્રી વગેરેમાં અહંતા મમતા રહી આવતી હોય અને ભગવાનને ભજે છે તો તેને દુઃખ થાય છે. તેણે તો લીલાવિશિષ્ટ પુરૂષોત્તમનુ ચિંતવન કરવું જેથી સંસારનો નાશ થાય. ત્યાર બાદ ચોથા વર્ગના ભકત કહેવામાં આવ્યા જે ભકતના મનમાંથી સંસારીપણું તથા લોકાર્થિપણું અળગું થતું નથી ત ભગવાનને ભજે છે તો તેને કલેશ થાય છે, તેવો પુષ્ટિમાર્ગનો ભકત હોય તો તેણે કોઇ પણ ભગવદ્ધામમાં રહી શ્રીભાગવતના પાઠમાં અથવા શ્રવણમાં તત્પર થઈ રહેવું; અને જો મર્યાદા માર્ગીય હોય તો શ્રીગંગાજીના તીરપર રહીને શ્રીભાગવતનો પાઠ અથવા શ્રવણ કરવું. તેથી થોડાઘણા પ્રયત્નથી તેઓનું ચિત્ત ભગવાન્માં પરોવાય છે અને અંતે વૈકુંઠમાં સેવામાં ઉપયોગી દેહને પ્રાપ્ત થાય છે તેઓને સાયુજ્યનુ તો સુખ મળતું નથી. પાંચમા વર્ગના તે સમજવા કે જેને પોતાના દેહથી ભગવાન્ની સેવામાં ઇચ્છા થતી નથી તે આરૂઢ પતિત જાણવા એઓને

જ્યારે સંસારનો આવેશ છૂટે અને સેવામાં દાખલ થાય ત્યારે મુક્તિ મળે, અને જો સંસારનું અભિમાન છૂટે નહિં તો પછી મુક્તિ પણ મળે નહિ. માટે મનુષ્ય માત્રે સંસારનું અભિમાન છોડી શ્રીકૃષ્ણની સેવા કરવી જોઇએ. સેવાથી સર્વ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. વધારે શું? સેવાજ પુરૂષાર્થ છે. બાલબોધમાં એ સિદ્ધ કરવામાં આવ્યું હતું કે સેવા કરવી એજ પુરૂષાર્થ છે. અને એજ જીવમાત્રે યથાધિકાર સંપાદન કરવી. આ સિદ્ધાંતમુક્તાવલીના પ્રારંભમાં પણ આ વિષય પર વધારે લખવામાં આવ્યું છે.

## પ્રભુ પ્રાર્થના.

સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથના વ્યાખ્યાનની સમાપ્તિમાં શ્રી પ્રભુપાદપંકજમાં પ્રણામ પુષ્પાંજલી પૂર્વક એ પ્રાર્થના છે કે- આ અસાર સંસાર સાગરમાં ઘણા વખતથી ગળચવા ખાતા, માયા મકરીના [મગરના] મોઢામાં ગ્રાસ થતા, કામ ક્રોધાદિ ઝેરી કરડનાર જલ જંતુથી વખતો વખત ફટકાયેલા, અમોને આપની સાધન સેવા રૂપ સફરી વહાણમાં સારા ગુરૂરૂપ કર્ણધાર [ખલાસી] દ્વારા વગર બદલો લીધે ઉદ્ધારી લો; અને ધારેલા ધામના મુશાફર કરો, અને ત્યાં ફલરૂપ સેવા આપી કૃતાર્થ કરો. આજકાલનો જમાનો ઘણો વિલક્ષણ થતો જાય છે, અને આર્યવિદ્યાનો અને સદાચારનો નાશ થતો જાય છે; માટે તેને જાળવનાર આપના જ્યેષ્ઠ પુત્રોને પ્રેરણા કરો. જે કે અજ્ઞ પ્રાણી છે તેને તો પોતાનો અધિકાર શું છે તે ખબર ન પડે તે વ્યાજબી છે, પણ જે જ્ઞાની પ્રાણી છે તેમાં પણ વિશેષ જ્ઞાની તેઓ પણ પોતાનો અધિકાર [દરજ્જો] જાણતા નથી, અને કોઈ જાણે છે તો તે પ્રમાણે ચાલતા નથી અને કોઈ ચાલવા ધારે છે તો તેને બીજા તોડી પાડે છે; તો આપની પ્રેરણા તેવી થવી જેઇએ કે જેથી પોતપોતાનો દરજ્જો જાળવે અથવા જે દરજ્જા લાયક હોય તેને તે દરજ્જો મળે. વર્ણાશ્રમ ધર્મ, કર્મના મર્મ તો હવે કોઇકજ જાણનાર રહ્યા. અમારી દિનપર દિન પરધર્મમાં પ્રીતિ વધે છે. અને સ્વધર્મનું

તત્વ કોઇ સારા ગુરૂથી જાણવામાં આવતું નથી; તેથી અરૂચી આવે છે અથવા ખબર પણ નથી. માટે તત્વ મળવાની આપ ગુરૂદ્વારા સસતાઈ કરો. જ્યારે વધારે દુષ્કાલ પડે છે ત્યારે લોકોથી પોતાનો ધર્મ સચવાતો નથી. અને જેનું તેનું અન્ન, દ્રવ્ય વગેરે પોતાના ઉપયોગમાં લેવાય છે, તો જો તત્વજ્ઞાનની તંગી બહુ પડશે તો જ્યાંથી જેને જે મળશે તે લઈ લોકો ઉચ્છૃંખલ થઇ જશે તેમાં લોકોનો અપરાધ નહિં ગણવો, કોઇ કાર્યનો પ્રારંભ ન કરવો, અને કરવો તો આખર સુધી નિભાવ કરવો એ તો સાધારણ ન્યાય છે તો આપે આ ભકિતમાર્ગનો ફેલાવો ઘણા સમયથી કર્યો છે, તેમ ઉપદેશદ્વારા વખતોવખત જીર્ણોદ્ધાર કર્યો છે; તો હવે શાને ઉદાસીમાં એકદમ આવ્યા છો આપને કાંઇ પરિશ્રમ તો છેજ નહીં. માત્ર કૃપા કટાક્ષથી કોઇ પ્રાણીને જોવો એટલુંજ છે. આથી અનેક દીન જનોનો ઉપકાર થશે અને દુઃખમાં ફસાયલા છે તેથી છૂટકો થશે અને આપ દયાળુ છો તો તેમ કરવામાં શી અડચણ છે ? આ વિષય પર જેટલું અમે (વૈષ્ણવો) વીનવીએ તેટલું ઘટે છે, પણ આપ રસાત્મક છો અને નિત્ય લીલામાંજ રહો છો તેથી કંટાળો આવશે એમ જાણી વધારે કહેતા નથી અથવા આપ અંતર્યામી છે ! માટે કહેવું એ પણ પુનરૂકત જેવું છે; આપથી અણુજાણ્યું તો છે નહિં આપ તો સર્વજ્ઞ સચ્ચિદાનંદ છો અને ભકિતને વશ છો, અને ભકિત આપને પ્રિય છે તો અમને તેવી પ્રેરણા કરો કે અમો ભકિતને મુખ્ય માની આપનું માહાત્મ્ય જાણી સ્નેહથી સેવામાં દેહ, ઇંદ્રિય, પ્રાણ અને જીવ જોડીને કૃતાર્થ કરીએ. આપ ચરાચરના ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને અંતે નિરોધ કરનાર છો તે આપને છોડી બીજા કોને ભજીએ. અંતમાં એજ હવે વિનવુંછું કે યથાધિકાર આપ સર્વ જીવને ભકિતમાર્ગમાં પ્રેરી સાક્ષાત્ અથવા પરંપરા સંબંધથી સેવા સ્વીકારી જન્મની સફળતા થાય તેવી જીવો પર કૃપા કરો. (તથાસ્તુ)

इति श्रीवल्लभाचार्य विरचिता सिद्धान्तमुक्तावली (सटीक) समाप्ता ॥

## શ્રીવલ્લભીય ગ્રંથ પ્રકાશક ફંડને તા. ૬-૯-૧૧ સુધીમાં ગ્રાહક તરીકે તથા મદદ તરીકે આશ્રય આપનાર વૈષ્ણવોનાં નામ.

| | | |
|---|---|---|
| ૨ | પરીખ પ્રહલ્હાદજી ગોપાલજી | સિદ્ધપુર. |
| ૨ | મેહેતા ગીરધરલાલ ભાઇચંદ | ,, |
| ૪ | શા. મોતીચંદ જેઠાભાઇ | મોરબી. |
| ૪ | શા. વીઠુલદાસ ચાંપસી | ,, |
| ૪ | શા. માણેકચંદ મહાદેવ | ,, |
| ૪ | શા. ગોવિંદજી દાદા | ,, |
| ૪ | શા. વલ્લભજી કલ્યાણજી | ,, |
| ૨ | શા. હરજીવન શામજી | ,, |
| ૨ | શા. ત્રીભોવન ફુલચંદ | ,, |
| ૨ | શેઠ ઇશ્વરદાસ ત્રીભોવનદાસ | મુંબઇ |
| ૪ | શા. લક્ષ્મીદાસ નાગરદાસ શ્રોફ | ,, |
| ૫ | શા. ચુનીલાલ જાદવજી મોદી | ,, |
| ૫૧ | શેઠ ચતુર્ભુજદાસ ખુશાલદાસ | મદ્રાસ |
| ૫ | ગોસ્વામિશ્રી વલ્લભલાલજી | બેટશંખોદ્ધાર |
| ૫ | દેસાઈ ગોપાળદાસ વિહારીદાસ | નડીઆદ |
| ૭ | દેસાઇ મણીલાલ પરભુદાસ | ,, |
| ૨ | ચોકસી નાથાભાઇ દામોદરદાસ | ,, |
| ૫ | પરી કુબેરદાસ જીવણદાસ | ,, |
| ૪ | શા. ત્રીભોવનદાસ મંગળદાસ મારફત | ,, |
| ૫ | શા. ગીરધરલાલ અમૃતલાલ | ડીસાકાંપ |
| ૪ | શા. રામદાસ મોરારજી | કરાંચી |
| ૪ | શા. મોરારજી સુંદરજી | ,, |
| ૫ | શેઠ જેકીશનદાસ કરસનદાસ | ભરૂચ |
| ૪ | ૨ શા. વીરચંદ શાંતિદાસ | સરડોઇ |

| | | |
|---|---|---|
| ૪ | ગોરધનદાસ ઝવેરદાસ | મહાડમંદર |
| ૪ | પટવારી દ્વારકાદાસ વ્રંદાવનદાસ | રાજકોટ |
| ૪ | પટવારી પોપટલાલ જસરાજ | ” |
| ૪ | રા. ફુલચંદ શામળજી ગાંધી | જેતલસર |
| ૪ | માણેકલાલ છોટાલાલ | ” |
| ૫૪ | નામદાર દરબાર સાહેબ સ્વસ્થાન | પાટડી |
| ૪ | રા. રણછોડદાસ ડાહ્યાભાઈ | પાલનપુર |
| ૪ | રા. ગોકુલદાસ પરમાનંદદાસ | ” |
| ૫ | પટવારી નારણલાલ શામળદાસ | ” |
| ૪ | રા. નાનાલાલ ભીખાભાઈ | થરા |
| ૪ | રા. વલ્લભદાસ નરોતમદાસ | સુરત |
| ૪ | રા. કાલીદાસ છોટાલાલ | કાનપુર |
| ૪ | રા. બાપુલાલ ભોગીલાલ | ” |
| ૪ | શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય | હાલોલ |
| ૪ | રા. ગોવર્ધનદાસ વસ્તાભાઈ | જુનાગઢ |
| ૪ | રા. વીરજી ભુરાભાઈ | ” |
| ૪ | વકીલ રતનસી માધવજી | ” |
| ૪ | રા. માધવદાસ હંસરાજ | ” |
| ૪ | રા. મોતીચંદ પ્રેમજી | ” |
| ૪ | રા. વલ્લભદાસ લાધાભાઈ | ધોરાજી |
| ૫ | શેઠ ચીમનલાલ ગીરધરલાલ | વડોદરા |
| ૪ | રા. કેશવલાલ લક્ષ્મીદાસ | ઉમરેઠ |
| ૪ | દાણી ઓછવલાલ ગીરધરદાસ | કપડવણજ |
| ૪ | દોશી હરીભાઈ દ્વારકાંદાસ | ડાકોર |



# શંકરજયંતિની વ્યાખ્યાન માળાનું

# અવલોકન.

સંવત ૧૯૬૬ ની સાલમાં સુરત ખાતે શાંકર સ
શંકરજયંતિના મેળાવડા વખતે કરેલાં ભાષણોના સં
( શંકરજયંતિ વ્યાખ્યાનમાલા ) માં પુષ્ટિમાર્ગ ઉપર કે
આક્ષેપ કરેલા તેના સશાસ્ત્ર રદીઆ આપી શ્રીજીવણલા
મહારાજ પોરબંદરવાળાના શાસ્ત્રી છગનલાલ અનરજીએ
અપૂર્વ ગ્રંથ. ડેમી આઠ પેજી ૩૦ ફોર્મ ઉંચા ગ્લેજ કા
ઉપર. કીંમત માત્ર ૧૪ આના.

---

# પુષ્ટિસુધાકર.

પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનો પ્રમાણપૂર્વક સંગ્રહ બેરસ
શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર કૃત. કીંમત ૧૦ આના

ઉપરનાં બન્ને પુસ્તક શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકા
(નડીઆદ)ના મંત્રી પાસેથી મળશે.

---